# નિવેદન

ગ્રામપંચાયતો સ્થાપવાનું નક્કી થયું ત્યારથી એ કાયદાના ગુજરાતી તરજુમાની માગણીઓ આવ્યા કરતી હતી. એ ઉપરથી ખેડા જિલ્લા સમિતિના ભાઈશ્રી બાબુભાઈ જશભાઈ પટેલે કાયદાનો તરજુમો કર્યો વળી આશ્રમમાં ગ્રામસેવક તાલીમ વર્ગ ચાલતો હતો તેમાં ઉમેદવારોને આ કાયદો શીખવવાનો હતો તે માટે તાલીમ વર્ગના એક શિક્ષક ભાઈ ઉમેદચંદ અસરાણીએ પણ તરજુમો તૈયાર કર્યો બન્ને ભાઈઓએ પોતાના અનુવાદો તેનો મારે જે રીતે ઉપયોગ કરવો હોય તે રીતે કરવાની છૂટ સાથે મને સોંપી દીધા તરજુમો મૂળ પ્રમાણે બરાબર ચોક્કસ રહે અને તેની સાથે ગામલોકોને સમજાય એવો સરળ થાય એ દૃષ્ટિએ તેમાં મેં ઠીક ઠીક ફેરફાર કરવાની છૂટ લીધી છે. તે ઉપરાંત આ કાયદામાં બીજા કાયદાઓનો ઉલ્લેખ આવે છે તે તે ઉલ્લેખની સમજૂતી આપતાં ટિપ્પણો પણ ઉમેર્યાં છે બન્ને ભાઈઓએ પોતાના તરજુમા મને સોંપી દીધા તે માટે તેમનો ઋણી છું

અત્યારની પંચાયતો અસલની કેવી ભવ્ય સંસ્થાની વારસ છે તે સમજી શકે તથા એ વારસાને દીપાવવા માટે તેમણે કઈ જાતના ગુણો ખીલવવા પડશે તે જાણી લે એ માટે **જૂની ગ્રામપંચાયતોનું સ્વરૂપ, તે ઘસાઈ જવાનાં કારણો તથા તેને સજીવન કરવાના ઉપાયો,** એ વસ્તુ વિસ્તૃત નિબંધના રૂપમાં આ પુસ્તકની પ્રસ્તાવના તરીકે અહીં આપી છે આ નિબંધ લખવામાં આપણી જૂની ગ્રામપંચાયતોને લગતા ઉપલબ્ધ સાહિત્યનો જેટલે દરજ્જે મેં ઉપયોગ કર્યો છે તેટલે દરજ્જે એ લેખકોનો હું ઋણી છું પણ ઠીક ઠીક પ્રમાણમાં હકીકતો અને આધાર પ્રો. અળતેકરની 'હિસ્ટરી ઑફ વિલેજ કોમ્યુનિટીઝ ઇન વેસ્ટર્ન ઇન્ડિયા' એ પુસ્તકમાંથી મેં લીધા છે તે માટે એ લેખકનો હું વિશેષ ઋણી છું

ગ્રામપંચાયતોના સંચાલનની જવાબદારી ઉપાડનારા આપણા ભાઈબહેનોને આ નિબંધમાંથી થોડી પણ પ્રેરણા મળશે અને કાયદાનો તરજુમો તેમના રોજના કામકાજમાં ઉપયોગી થઈ પડશે તો મારો પ્રયત્ન હું સાર્થક ગણીશ

નરહરિ દ્વા. પરીખ

# અનુક્રમણિકા

# જૂની ગ્રામપંચાયતોનું સ્વરૂપ

## તે ઘસાઈ જવાનાં કારણો અને સજીવન કરવાના ઉપાયો

આપણા દેશના રાજદ્વારી, આર્થિક તેમ જ સામાજિક — સમગ્ર વહીવટમાં ગ્રામપંચાયત એ સંસ્થાનું મહત્ત્વ જેટલું આંકીએ એટલું ઓછું છે. અનેક રાજદ્વારી વિપ્લવો, આર્થિક વારાફેરી તથા સામાજિક ચડતીપડતીમાં આપણા દેશમાં કોઈ પણ સંસ્થા લગભગ એક જ સ્વરૂપમાં ટકી રહી હોય તો તે આપણી ગ્રામપંચાયતો છે. આપણાં ગામડાં પોતાનો બધો જ આંતરિક વહીવટ પોતે કરતાં. રાજ્યને ભરવાનો જમીનમહેસૂલનો આંકડો રાજ્યના અમલદાર સાથે નક્કી કરી તે ભરવાની જવાબદારી ગામનો મુખી અથવા ગામનું પંચ ઉપાડી લેતું અને તે રકમ ગામના ખેડૂતોમાં તેમની જમીન તથા ઉપજના પ્રમાણમાં ફાળવી નાંખી તેઓ ઉઘરાવી લેતા. પોતાની ચોકી અથવા તો પોલીસવ્યવસ્થા ગામ પોતે જ કરતું અને ગામની હદમાં ચોરી કે લૂંટ થઈ હોય તો ચોરાયેલી કે લૂંટાયેલી મિલકત ભરપાઈ કરી આપવાની જવાબદારી આખા ગામને માથે રહેતી. ગામનું બધું ઇનસાફી કામ ગામલોક પોતે જ કરતા. ગમે તેટલી રકમની દીવાની તકરારોનો નિવેડો તેઓ લાવતા અને નાના ફોજદારી ગુના માટે સજા પણ કરતા. ગામનું મંદિર, ધર્મશાળા, તળાવ, કૂવા, બંધ તથા એવાં બીજાં સાર્વજનિક કામોના ખર્ચ માટે તેઓ લાગા નાખતા. આ ઉપરાંત તેઓ ધર્માદા ફંડોનો વહીવટ કરતા, સદાવ્રતો ચલાવતા, ગામમાં હોમહવન વગેરે ધાર્મિક વિધિઓ કરાવતા, ઉત્સવો ઊજવતા તથા ભવૈયા, ગાયક, નટ, નર્તક, ભાટ, ચારણ વગેરેને પોષી ગામને મનોરંજનનાં સાધનો પૂરાં પાડતા.

ગામનાં સઘળાં સાર્વજનિક કામો કરવા માટે ગામના જ જુદા જુદા અધિકારીઓ અથવા સેવકોની વ્યવસ્થા હતી અને તે ઉપરાંત ગામલોકની જરૂરિયાતો પૂરી પાડવા માટે ધંધાદારીઓ તથા વસવાયાંની વ્યવસ્થા હતી. જોકે આ બધી ગ્રામપંચાયતો મધ્યવર્તી રાજ્યની હકુમત નીચે જ હતી, છતાં મોટે ભાગે સ્વયંપૂર્ણ અને સ્વતંત્ર પ્રજાસત્તાક નાનાં રાજ્યો જેવી તે હતી. તેમની આ સ્વતંત્રતા તથા તેમના આ અધિકારો ઉપર રાજ્ય કોઈ કોઈ વાર તરાપ મારતું ખરું, પણ કોઈ રાજ્ય તેનો કદી ઇનકાર કરી શકતું નહિ. કોઈ રાજા જુલમી નીવડે તો તેઓ પોતાની શક્તિ પ્રમાણે વધતાઓછા પ્રમાણમાં તેનો વિરોધ કરતા. વળી કોઈ વાર મધ્યવર્તી રાજ્યતંત્ર નબળું પડી જતું અને અરાજક પ્રવર્તતું ત્યારે પણ તેઓ પોતાના ગામની બધી વ્યવસ્થા તો બરાબર સાચવી જ લેતા.

સર ચાર્લ્સ મેટ્કાફે હાઉસ ઑફ કૉમન્સની સિલેક્ટ કમિટીના સને ૧૮૩૨ના રિપોર્ટમાં આપણા દેશની ગ્રામપંચાયતનું જે વર્ણન કર્યું છે તેમાંની નીચેની કંડિકા * બહુ મશહૂર થયેલી છે:

'ગ્રામપંચાયતો નાનાં પ્રજાસત્તાક રાજ્યો છે. પોતાને જરૂરી લગભગ તમામ વસ્તુઓની બાબતમાં તેઓ સ્વયંપૂર્ણ છે અને બહારની સત્તાઓથી તેઓ લગભગ

* આ ઉતારો એલ્ફિન્સ્ટન કૃત હિંદુસ્તાનના ઇતિહાસ (પા. ૬૮-૬૯)માંથી લીધો છે.

સ્વતંત્ર છે. બીજી અનેક વસ્તુઓ જ્યાં નથી ટકી રહી, ત્યાં એ ટકી રહેલી દેખાય છે. અનેક વંશોનાં રાજ્ય સ્થપાયાં અને ગયાં ને પડયાં, અનેક વિપ્લવોમાંથી દેશ પસાર થયો. હિંદુ, પઠાણ, મોગલ, મરાઠા, શીખ, એ બધા રાજ્ય કરી ગયા અને અંગ્રેજો આવ્યા. પરંતુ ગ્રામપંચાયત એની એ રહી છે. આક્રમણને પ્રસંગે ગામલોક શસ્ત્ર સજે છે અને કિલ્લેબંદી કરી લે છે. દુશ્મનનું લશ્કર દેશમાંથી પસાર થઈ જાય છે. ગામ ફરતી દીવાલોની અંદર ગામલોક પોતાનાં ઢોર વાળી લે છે અને દુશ્મનને બારોબાર પસાર થઈ જવા દે છે. પરંતુ જો લૂંટફાટ કરતો અને વિનાશ ફેલાવતો પોતાની ઉપર ચઢી આવે અને તેનો વિરોધ ન કરી શકાય એટલો તે બળવાન હોય તો ગામલોક થોડેક દૂરના મિત્ર-ગામનો આશ્રય લે છે. પરંતુ તોફાન પસાર થઈ જાય એટલે તેઓ પોતાને ગામ પાછા આવે છે અને પોતપોતાને ધંધે વળગે છે. વર્ષો સુધી લડાઈ, લૂંટફાટ અને ખુનામરકી ચાલે અને ગામમાં વસવાટ કરવાનું શક્ય ન બને, તોપણ પોતાના ગામમાં શાંતિથી રહી શકાય એવી સ્થિતિ પાછી આવે કે તરત વીખરાઈ ગયેલા ગામલોકો ફરી પાછા પોતપોતાને ગામે આવી જાય છે. એકાદ પેઢી પસાર થઈ ગઈ હોય તોપણ બીજી પેઢી પાછી એ જ ગામડે આવીને વસે છે. દીકરા પોતાના બાપના ઘરનો અથવા જગાનો કબજો કરે છે. આક્રમણ કરનારાઓએ જેમને હાંકી કાઢ્યા હોય અથવા જેઓ નાસી ગયા હોય તેમના જ વંશજો એના એ જ ગામથાણ ઉપર આવીને પોતપોતાનાં ઘરની એની એ જ જગાઓનો કબજો કરે છે. કાચાપોચા હુમલાથી તો તેઓ નામભામ નથી કરતા. તોફાન અને ઉત્પાતના સમયમાં પણ તેઓ બનતાં સુધી પોતાનાં સ્થાન સાચવી રાખે છે અને લૂંટફાટ તથા જુલમનો સફળતાથી સામનો કરવાનું બળ દાખવે છે. હિંદુસ્તાનમાં આટઆટલા રાજદ્વારી વિપ્લવો થઈ ગયા અને આટઆટલાં પરિવર્તનો થયાં, છતાં હિંદુસ્તાનના લોકો ટકી રહ્યા છે તેનું બીજા કોઈ કરતાં મોટું કારણ તેમની આ ગ્રામ-પંચાયતોનું સંગઠન જ છે. દરેક ગ્રામપંચાયત એક નાના અલગ રાજ્ય જેવી છે. એ ગ્રામપંચાયતોને લીધે તેઓ બહુ મોટા પ્રમાણમાં સુખશાન્તિમાં રહી શક્યા છે અને બહુ મોટા પ્રમાણમાં સ્વતંત્રતા તથા સ્વાધીનતા ભોગવી શક્યા છે."

ઉપરના આ ચિત્ર ઉપરથી રખે કોઈ માની લે કે આપણા આખા દેશમાં બધે જ ગ્રામપંચાયતનું સ્વરૂપ એકસરખું હતું અને બધે જ તેઓ સરખા અધિકારો તથા સ્વતંત્રતા ભોગવતી હતી. કાંઈ નહિ તો જમીનમહેસૂલ ભરવા પૂરતી તો દરેક ગામની રાજા પ્રત્યે જવાબદારી હતી જ. અને આપણા દેશના ઇતિહાસના આવડા મોટા લાંબા ગાળામાં હિંદુ — તેમાંયે વળી અનેક રાજવંશો થઈ ગયા — પઠાણ, મોગલ, મરાઠા એમ અનેક જાતિ અને ધર્મના રાજ્યકર્તાઓ થઈ ગયા, અને બધાની મુરાદ બને તેટલું વધારે મહેસૂલ ઉઘરાવી રાજ્યની તિજોરી આબાદ કરવાની હોય જ, એટલે તેમણે ગામડાં ઉપર પોતાના મહેસૂલ પૂરતી તો પોતાની સત્તા શક્ય તેટલા પ્રમાણમાં જમાવવાનો પ્રયત્ન કર્યો જ હશે. તેઓ પોતાના અધિકારીઓને મહેસૂલ ઉઘરાવવાનું સોંપતા. અને એ અધિકારીઓ પોતાના તાબાનાં ગામો ઉપર સરદારી ચલાવવાનો પ્રયત્ન કર્યા વિના રહેતા નહિ. આવા અધિકારીઓની બાહોશી અને શક્તિના પ્રમાણમાં, તેમ જ સામે પક્ષે ગ્રામપંચાયતોની બાહોશી અને શક્તિના પ્રમાણમાં, દરેક ગામની સ્વતંત્રતા ઓછી અથવા વધારે રહેતી. વળી જ્યારથી અનાજના રૂપમાં

મહેસૂલ ઉઘરાવવાની પ્રથા અગત્યભરેલી લાગવા માંડી અને નાણાંના રૂપમાં મહેસૂલ વસૂલ કરવાની પ્રથા શરૂ થઈ, ત્યારથી સ્થાનિક અધિકારીને દરેક ગામે કોઈ વહીવટદાર નીમવાનું જરૂરી લાગવા માંડ્યું હશે આ વહીવટદાર ઉપરી અધિકારીને તો ગામનો રેકર્ડ આંકડા જ ભરી દેતો, પણ પોતે ગામલોક પાસેથી નાણાંને બદલે અનાજના રૂપમાં પણ મહેસૂલ ઉઘરાવી શકતો આવો વહીવટદાર — પછી તે ગામનો હોય કે બહારનો પણ હોય — પંચાયતના કામમાં જરૂર દખલ કરનારો નીવડ્યો હશે વળી આવા મહેસૂલી વહીવટદારો ગામમાંથી મહેસૂલ ઉઘરાવવાના પોતાના હક્કને એક જાતનો માલિકીહક્ક ગણી તે વંશપરંપરાગત રાખવાનો પણ પ્રયત્ન કરતા અને તેમાં સફળ થતા મોગલ માંડ્રા ત્યના છેવટના ભાગમાં તથા મરાઠાઓના સમયમાં તો આ વહીવટદારોનો વર્ગ ઘણો જ વધી પડ્યો હતો અને તેમનામાંથી ઘણા ગામના ધણી બની બેઠા હતા

બીજું, આપણા જેવા વિશાળ દેશમાં જ્યાં અનેક સ્વતંત્ર રાજ્યો હતાં, અને જ્યાં અનેક પ્રાન્તો અને ભાષાઓ છે, ત્યાં બધે જ એક જાતની ગ્રામપંચાયતો હોય એમ માની લેવું, એ પણ દુરસ્ત નથી જુદે જુદે કાળે અને જુદા જુદા પ્રાન્તમાં ગ્રામપંચાયતોનું સ્વરૂપ ઓછેવત્તે દરજ્જે બેશક જુદું જુદું હતું જ અમુક કાળે અને અમુક પ્રાન્તમાં ગામના પટેલની નિમણૂક રાજા કરતો, અમુક કાળે અને અમુક પ્રાન્તમાં પટેલાઈ એક જ કુટુંબમાં વંશપરંપરાગત રહેતી, તો અમુક કાળે અને અમુક પ્રાન્તમાં તે ગામલોક તરફથી નીમવામાં આવતો અથવા તેની રીતસર ચૂંટણી થતી આવું જ ગ્રામપંચાયતનું છે છેક દક્ષિણમાં ગ્રામપંચાયતના સભ્યોની રીતસર ચૂંટણી થતી, પણ મંત્ર જાણનાર બ્રાહ્મણો સિવાય બીજા ગ્રામપંચાયતમાં ચૂંટાવા અધિકારી ગણાતા નહિ ત્યારે ગુજરાત મહારાષ્ટ્રમાં ચૂંટણીનું તત્ત્વ નહિ જેવું હતું ગામના કુદરતી આગેવાનો પોતાની મેળે જ પોતે ગ્રામપંચાયત બની જતા ગ્રામપંચાયતમાં મોટે ભાગે બ્રાહ્મણેતરો આવતા અને કવચિત્ હરિજનો પણ તેમાં ભાગ લેતા આમ દેશકાળ પ્રમાણે ગ્રામપંચાયતના સ્વરૂપમાં ભિન્નતા જરૂર રહેતી છતાં એ બધી ભિન્નતાની પાછળ એક વસ્તુ સમાન અને સ્થિર હતી અને તે એ કે ગામનો બધો જ વહીવટ ગામના લોકો કરે રાજાને તેનો રાજભાગ આપી દીધા પછી ઇનસાફ, ચોકી તથા બીજાં સાર્વજનિક કામો પોતે જાતે જ કરી લેવાની લોકો પોતાની ફરજ સમજતા અને એને પોતાનો મહામૂલો હક પણ માનતા એમાં બહારની દખલગીરીનો તેઓ સખત વિરોધ કરતા

આપણી એ જૂની ગ્રામપંચાયતો પોતાનો વહીવટ કેવી રીતે કરતી તેનો ખ્યાલ આપવા અહીં પ્રયત્ન કર્યો છે એ વિગતો જુદા જુદા કાળની અને જુદા જુદા પ્રાન્તની, કેટલીક વિગતો ગુજરાતની, તો કેટલીક મહારાષ્ટ્રની, તો કેટલીક બીજા પ્રાન્તની, એમ જે પ્રસ્તુત લાગી તે બધી સાથી દઈને તમાથી જૂની ગ્રામપંચાયતનું એક ચિત્ર ઊભું કરવા પ્રયત્ન કર્યો છે કડક ઐતિહાસિક દૃષ્ટિને આ ન રુચે એ મારા ખ્યાલ બહાર નથી પણ ઉપર એક વાર કહ્યું તેમ બ્રિટિશ અમલ સ્થપાયો તે પહેલાં આપણાં બધાં ગામડાંમાં એક ભાવના પ્રબળ અને વ્યાપક હતી અને તે એ કે, પોતાનો આંતરિક વહીવટ (self administration) પોતે કરવો અને પોતાના ઇનસાફની વ્યવસ્થા (self-adjudication) પોતે કરવી સ્વરાજ્યના એ બે અતિ મહત્ત્વના અંગો છે અને તે બન્ને અંગો સાચવવાની કાળજી આપણી બધી ગ્રામપંચાયતો રાખતી તેથી જ આટઆટલા

વિપ્લવો અને પરિવર્તનોમાં એ ગ્રામપંચાયતનો અવિનાશી તત્ત્વો જેવી ટકી રહી છે. હવે આપણે તેની વિગતોમાં ઊતરીશું.

## પંચાયતની રચના

ગુજરાત મહારાષ્ટ્રમાં પંચાયતોની રીતસર ચૂંટણી થતી નહિ. ગામના ઘરડિયાઓ – ગ્રામવૃદ્ધો – જેઓ ગામના સ્વાભાવિક આગેવાનો ગણાય તેઓ પંચાયતનું કામકાજ કરતા. કેટલીક વાર સઘળા ગ્રામવૃદ્ધો ભેગા થઈને થોડા માણસોની સમિતિ જેવું નીમતા અને તેમની મારફત પંચાયતનો વહીવટ ચલાવતા. આ રીતે નાની સમિતિ નીમવામાં આવે ત્યારે ગ્રામવૃદ્ધો તેના બધા કામકાજ ઉપર દેખરેખ રાખતા, તેમને સલાહ સૂચના આપતા, અને તેમની અંદર અંદર કાંઈ મતભેદ પડે તો તેનો નિવેડો લાવતા. ગામની સભામાં બધી જ જ્ઞાતિના અને બધા જ ધંધા કરનારા માણસો રહેતા. મહારાષ્ટ્રની ગ્રામપંચાયતમાં તો હરિજનો હોવાના દાખલા પણ મળી આવે છે. પરંતુ મોટે ભાગે આ પંચાયતોમાં જમીનની માલકી ધારણ કરતા ખેડૂતો તથા ધીરધાર કરનારા મહાજનોનું વર્ચસ્વ રહેતું.

સામાન્ય રીતે ગ્રામપંચાયતના કારોબારી અધિકારી તરીકે પટેલ જ ગામનું બધું કામકાજ કરતો. બહુ મહત્ત્વનું કામ હોય ત્યારે તે ગ્રામવૃદ્ધોની સલાહ લઈ તે પ્રમાણે વર્તતો. ગ્રામવૃદ્ધોની સભા તો પટેલ ન પતાવી શકે એવી કોઈ તકરારનો નિવેડો લાવવો હોય ત્યારે જ મળતી.

## મુખી અથવા પટેલ

આપણે ત્યાં મુખી અથવા પટેલ ગામલોક તરફથી ચૂંટાયેલો નહિ તેમ સરકાર તરફથી નિમાયેલો પણ નહિ, પરંતુ વંશપરંપરાથી એ અધિકાર ભોગવતો હતો. ગામના ખેડૂતોમાંથી બહુ જ લાગવગ ધરાવતા કુટુંબમાં મુખીપણું રહેતું અને એ કુટુંબની અનેક શાખાઓ હોય તો જુદી જુદી શાખાઓના વડીલ પુરુષો વારાફરતી મુખી તરીકે કામ કરતા. પાટીદાર જ્ઞાતિ સિવાય બીજી જ્ઞાતિના મુખી બહુ ઓછા ગામમાં હતા. આજે પણ એમ જ છે. જોકે કેટલાંક અનાવિલોનાં ગામમાં અનાવિલ મુખી હોય છે, તથા મુસલમાનોની, બારૈયાની અથવા રબારીની મોટી વસ્તી હોય તેવાં ગામમાં અનુક્રમે મુસલમાન, બારૈયા અથવા રબારી મુખી હોય છે. પણ જ્યાં એવા બીજી જ્ઞાતિના મુખી હોય છે ત્યાં પણ એ જમીનની માલકી ધારણ કરતા એવા ખેડૂતો તો હોય જ છે. બ્રાહ્મણ, વાણિયા મુખી ભાગ્યે જ હોય છે. સંસ્કૃત સાહિત્યમાં મુખી માટે ग्रामणी, ग्रामभोजक, ग्रामकूट એ શબ્દો વપરાયેલા જોવામાં આવે છે.

મુખીનાં કામો અથવા ફરજોમાં પહેલી ફરજ ગામનું રક્ષણ કરવાની આવે છે. ગામના ઉપર હુમલો થાય તો લડવા તૈયાર હોય એવા જુવાનિયાઓને એકઠા કરી મુખી તેમની સરદારી લેતો અને લડવા જતો. ગામના રક્ષણ માટે મુખીઓએ પોતાનો જાન આપ્યાના દાખલા પણ મળી આવે છે.

જમીન મહેસૂલની ઉઘરાત એ તેનું બીજું કામ હતું. હિંદુ કાળમાં મહેસૂલ ઉઘરાતની જે પદ્ધતિ ચાલતી તે જ મોટે ભાગે મુસલમાનોએ પણ ચાલુ રાખી હતી. મરાઠા કાળમાં મહેસૂલ ઉઘરાતમાં પટેલ જે ભાગ ભજવતો તેનું વિગતવાર વર્ણન મળી આવે છે. દરેક ગામે આપવાના રાજભાગની રકમ મામલતદાર પટેલની સાથે નક્કી કરતો. તેમાં છૂટછાટ મૂકવાનાં અથવા રાહત આપવાનાં જે કારણો હોય તે પટેલ મામલતદાર આગળ રજૂ

કરતો પટેલ અને મામલતદાર જો એકમત ન થાય તો પટેલ પોતાને ગામ જઈ બધા ગામલોક સાથે મસલત કરતો એવી રીતે મસલત કરીને નક્કી કરેલો આકડો જો મામલતદાર કબૂલ ન રાખે તો કેસ ખાસ અમલદાર પાસે મોકલવામા આવતો નક્કી કરેલી રકમ પટેલ ન ઉઘરાવી આપે તો જ્યા સુધી તે પૂરી વસૂલ ન થાય ત્યા સુધી તેને અટકમા રાખવામા આવતો. આમ મરાઠાઓ અને પેશ્વાઓના વખતમા ગામનુ જમીન મહેસૂલ ઉઘરાવી આપવાની જવાબદારી પટેલ ઉપર બરાબર સ્થપાઈ ગઈ હતી. અત્યારે બ્રિટિશ રાજ્યમા પણ જમીન મહેસૂલ ઉઘરાવવામા પટેલ મદદ કરે છે

પટેલનું ત્રીજું કામ તે ગામની તકરારો પતાવવાનુ હતું આ વિષે વિગતવાર ચર્ચા આગળ ઉપર ગામના ઇન્સાફી કામના મથાળા નીચે કરીશ

આ ઉપરાત પટેલને અનેક જાતના પરચૂરણ કામ કરવાના રહેતા ગામનો કૂવો સમરાવવાની જરૂર હોય તો એની દેખરેખ પટેલ રાખતો ગામલોકના સહકારથી કાઈ કામ ઉપાડવાનું હોય તો તેની આગેવાની પટેલ લેતો સરકારનો કોઈ અમલદાર ગામની તપાસ માટે આવે તો પટેલ તેની સરભરા કરતો. રાજ્યદરબારમા રાજ્યાભિષેક વખતે અથવા તો લગ્નને પ્રસગે ગામના પ્રતિનિધિ તરીકે પટેલ જતો

આમ પટેલનો આખો વખત ગામના કામમા જ જતો, અને તે બદલ તેના મહેનતાણાની પણ વ્યવસ્થા હતી વશપરપરા મળે એવી વતનની જમીન એ તેની આવકનુ મુખ્ય સાધન હતું વતનની જમીન ઉપર તેને મહેસલ ભરવું પડતુ નહિ આ ઉપરાત ઘણા પટેલો પાસે બીજા ખેડૂતોના જેવી પોતાની માલકીની ખાનગી જમીન પણ રહેતી વળી ગામના કારીગર તથા ધધાદારી વર્ગ પાસેથી તે લાગા ઉઘરાવી શકતો

તેની ફરજો, કામો વગેરે જોતા એકદરે પટેલ ગામમા સૌથી વધારે પ્રતિષ્ઠિત અને લાગવગ ધરાવનાર વ્યક્તિ ગણાતી જમીન મહેસૂલની ઉઘરાત માટે જોકે તે સરકારને જવાબદાર હતો, તોપણ હમેશ તે લોકનો જ માણસ ગણાતો શુક્રનીતિમા કહ્યુ છે કે, પટેલે માબાપની માફક લુંટારાઓ સામે, ચોર ડાકુઓ સામે, તેમ જ સરકારી અમલદારો સામે ગામનુ રક્ષણ કરવાનુ છે અને એ ધર્મ જે પટેલ સારી રીતે બજાવતો તે જ ગામલોકનો વિશ્વાસ સપાદન કરતો આજે બ્રિટિશ રાજ્યમા પટેલોની એ સ્થિતિ રહી નથી તેના ઘણાખરા અધિકારો અને સત્તાઓ છીનવી લેવામા આવ્યા છે ગામના ન્યાયાધીશ તરીકે તથા ગામના સરક્ષક તરીકે તે કામ નથી કરી શકતો, અને લોકના પ્રતિનિધિને બદલે સરકારી નોકર જેવો તે થઈ ગયો છે

## તલાટી

એને માટે સસ્કૃત સાહિત્યમા ગ્રામલેખક શબ્દ વાપરેલો છે એનુ પદ મુખી અથવા પટેલ જેટલું જૂનું નથી, તેમ મહત્ત્વનુ પણ નથી મુખીના હાથ નીચે કામ કરતા કારકૂનના જેવુ તેનુ પદ હતુ

કૌટિલીય અર્થશાસ્ત્રમા પાચ અથવા દસ ગામ જેને સોપવામા આવ્યા હોય તેવા ગાપ નામના અધિકારીનુ વર્ણન છે એ ગોપની ફરજો અત્યારના તલાટીને મળતી આવે છે તે બધા ખેતરોને નબર આપતો, એ પડતર રહ્યુ છે કે તેમા પાક લેવાયો છે એની નોધ રાખતો, તેના હદનિશાન નક્કી કરતો, કોઈ પણ ખેતરની મહેસૂલમા કાઈ છૂટછાટ કે માફી આપવાની હોય તની નોધ રાખતો, દરેક ગામમા કેટલા ખેડૂતો, કેટલા રબારીઓ,

કેટલા વેપારીઓ તથા કેટલા કારીગરો રહે છે તેમની સંખ્યાની પણ તે નોંધ રાખતો, આમ જુદાં જુદાં પત્રકો તે રાખતો. જમીન ઉપરના હકપત્રોની નોંધ રાખવાની પ્રથા બહુ પ્રાચીન કાળથી ચાલી આવેલી જણાય છે. એ કામ ઓ ગ્રામલેખક કરતો.

શુક્રનીતિમાં તેની લાયકાત અને ફરજો આ પ્રમાણે છે : 'ગ્રામલેખક હિસાબી કામમાં કુશળ હોવો જોઈએ, જુદા જુદા પ્રાન્તો અને ભાષાઓ વચ્ચેના તફાવત તે જાણતો હોવો જોઈએ તથા ઉતાવળથી અને સ્પષ્ટતાથી તેને લખતાં આવડવું જોઈએ. તેણે ગામનાં આવક અને ખર્ચનો હિસાબ રાખવાનો છે. લેખી નોંધ કરી લીધા સિવાય કોઈ પણ વસ્તુ તેણે બીજાને આપવી ન જોઈએ તેમ લેવી પણ ન જોઈએ, જેથી કરીને હિસાબમાં બિલકુલ વધઘટ આવે નહિ.'

પટેલની માફક તેને પણ વંશપરંપરાનું વતન મળતું આ ઉપરાંત તે દસ્તાવેજો અને ખતપત્રો લખી આપવાનું તથા ખાનગી કાગળપત્રો લખી આપવાનું કામ પણ કરતો અને તે બદલ લખાવનાર પાસેથી તેને મહેનતાણું મળતું.

## પગી અથવા ચોકિયાત

પટેલ અને તલાટી પછી ગામમાં મહત્ત્વનુ સ્થાન ભોગવનાર વ્યક્તિ તે પગી અથવા ચોકિયાત છે. સાધારણ રીતે પછાત ગણાતી બારૈયા કે ઠાકરડા કોમનો માણસ આ કામ કરતો. સાર્વજનિક તેમ જ ખાનગી હદનિશાનોનું તે રક્ષણ કરતો. ગામની તથા ખેતરોમાંના પાકની ચોકી રાખતો. તે વરતણિયાનું તેમ જ સંદેશો લઈ જવા લાવવાનું કામ પણ કરતો. ગામના પોલીસકામમાં પટેલથી બીજો નંબર તેનો આવે. રાતે ગામની ચોકી રાખવા ઉપરાંત ગામમાં જે કોઈ આવે તથા જાય તે એ ધ્યાનમાં રાખતો, અજાણ્યા માણસો ઉપર બરાબર નજર રાખતો અને કોઈ પણ માણસ શકદાર માલૂમ પડે તો તેની પટેલને બાતમી આપતો. વળી ગામમાં રહેતા દરેક માણસની ચાલચલગત કેવી છે તે જાણવાની તેની ફરજ ગણાતી અને ગામની હદમાં ચોરી થાય તો ચોરને પકડી આપવાનું કામ પણ તેનું ગણાતું. કાં તો તે ચોરને પકડી આપે અથવા તેનું પગલુ પારખતો પારખતો એ પગલું બીજા કોઈ પાડોશના ગામમાં ગયુ છે એમ સાબિત કરી આપે. જો તે પગલું બીજે ગામ પહોંચાડી શકે તો પછી જવાબદારી બીજા ગામના પગી અથવા ચોકિયાત ઉપર પડતી. પણ તે તેમ ન કરી શકે તો ચોરાયેલા માલની કિંમત તેણે ભરી આપવી પડતી. આટલો મોટો બોજો જરૂર એક માણસને માટે ભારે ગણાય. પણ પગીનું મહેનતાણું અમુક એક વ્યક્તિને નહિ પણ આખા કુટુંબને વંશપરંપરાગત મળતું એટલે કુટુંબનાં બધાં માણસો ચોકીમાં તેમ જ નુકસાન ભરી આપવું પડે તો તેમાં જવાબદાર ગણાતાં. વળી એ જવાબદારી છેવટે તો કુટુંબના ગજા જેટલી જ રહેતી. આવી જવાબદારી પગી કુટુંબને માથે નાખવા પાછળ એક જાતનો ઊંડો ઊંડો વહેમ પણ ખરો કે પગી ચોરની સાથે કદાચ ભળી ગયેલો હોય. જો પગી આ પ્રમાણે ચોરીની નુકસાની ભરપાઈ ન કરી આપે તો દરેક ખેડૂતના ખળામાંથી જે ભાગ તેને દર વરસે મળવાનો હોય તે બંધ કરવામાં આવતો અને તેનું વતન પણ બીજા પગી કુટુંબને સોંપવામાં આવતું અથવા એનો દંડ કરવામાં આવતો, હેડમાં પૂરવામાં આવતો અને મારવામાં આવતો. પરંતુ ચોરીની રકમ ભરી આપવાનું પગીના ગજા ઉપરવટનું જ હોય

ત્યારે પગી પાસેથી જેટલું લઈ શકાય તેટલું લઈ બાકીની રકમ આખા ગામ તરફથી ભરી આપવામાં આવતી.

આજે પણ ઓછેવત્તે અંશે આ પ્રથા ચાલુ છે. ચોરી માટે આખા ગામની જવાબદારી હવે નીકળી ગઈ છે પણ હજી ઘણાં ગામોમાં પગીની જવાબદારી પહેલાંના જેટલી જ છે. આ પ્રથાની ઉપયોગિતા વિષે ૧૮૮૨–૮૩ના બોમ્બે એડમિનિસ્ટ્રેશન રિપોર્ટમાં નોંધ છે કે: 'ગામપોલીસના ખરા મહત્ત્વની એક ક્ષણ પણ અવગણના થઈ શકે એમ નથી. ગામ-પોલીસની મદદ વિના એક પણ ગુનો પકડાઈ શકે નહિ. છૂપી પોલીસનું ખરું પીઠબળ તેઓ જ છે. ગામના દરેક માણસને તેઓ ઓળખે છે અને ગામમાં શું બને છે તે તેઓ જાણે છે.'

આ પગીઓ વિષે હમણાં જ મને શ્રી. રવિશંકર મહારાજે કહ્યું કે, હજી ઉત્તર ગુજરાતમાં કેટલાક પગીઓ એવા છે જે ગામમાં રહેતાં તમામ સ્ત્રીપુરુષો અને બાળકોનાં પણ પગલાં ઓળખતા હોય. પગલાંનો અભ્યાસ કરવામાં અને તે ઓળખી રાખવામાં તેમને એટલો રસ હોય છે કે અમસ્તા ચાલતા હોય ત્યારે પણ આસપાસનાં પગલાં જોતા જ ચાલે અને કોનાં છે તેની મનમાં નોંધ કરી લે. કોઈ નવતર પગલું હોય તો તરત તેનું નિરીક્ષણ કરે. આ પગીઓ ટૂંકા ઊગેલા ઘાસ ઉપર પણ પગલાં ઓળખી શકે છે. કેટલીક વાર પોતાનું પગલું ન પકડાય તે માટે કોઈએ યુક્તિ કરી હોય તો જ્યાં પગલું અટકી જાય તેની આસપાસ કૂંડાળું કરી તે નોંધી રાખે અને તેની ચોમેર તપાસ કરી પા કે અડધા માઈલ આગળ ફરી પાછું પગલું શરૂ થયું હોય તે પકડી પાડે. પણ આ કળા હવે નાબૂદ થતી જાય છે.

## બીજા સેવકો તથા કારીગરો

ઉપરના ત્રણ ગામના મુખ્ય અધિકારીઓ થયા તેમના ઉપરાંત દરેક ગામમાં ભટ તથા જોશી (જેમાંથી એક બાળકોને ભણાવવાનું કામ પણ કરતો), લુહાર, સુથાર, હજામ, કુંભાર ચમાર, ભંગી, મોચી, દરજી, ધોબી, વૈદ, એ બધા ગામની જુદી જુદી જાતની જરૂરિયાતો પૂરી પાડતા. વળી દરેક ગામનો એક વહીવંચો રહેતો. તે દરેક કુટુંબની વંશાવળી લખી રાખતો અને બાપદાદાની પેઢીઓ બોલી જઈ તે તે કુટુંબનો જાણવા જોગ ઇતિહાસ કહેતો, કુટુંબની મોટાઈનો ખ્યાલ આપતો અને કુટુંબના અભિમાનને પોષતો.

દરેક ગામે આવા વંશપરંપરાગત સેવકો અને કારીગરોની વ્યવસ્થા કરવામાં હેતુ ગામને બધી રીતે સ્વયંપૂર્ણ બનાવવાનો હતો. પરંતુ આ બધાને ગામમાં કાયમી તો જ રાખી શકાય જો તેમને કાયમી આવકનું સાધન ગોઠવી આપવામાં આવે. ગામના સેવકો અને કારીગરોની આવકની વ્યવસ્થા હરીફાઈને ધોરણે નહિ, પણ ગામના દરેક ખેડૂતના એક કુટુંબીજન તરીકે તેને ગણી તેનું સારી રીતે પોષણ થાય એ રીતે કરવામાં આવતી. દાખલા તરીકે, કોઈ અમુક વર્ષમા અમુક ખેડૂતે પોતાના સુથાર પાસે ઓછું કામ કરાવ્યું હોય તો તેથી તે સુથારને ઓછી વરસૂંદ આપતો નહિ તેમ વધારે કરાવ્યુ હોય તો વધારે આપતો નહિ, પણ પોતાના પાકનો નિશ્ચિત ભાગ જ આપતો. ગામનાં તમામ કારીગર અને વસવાયાં કુટુંબોનું ભરણપોષણ સારી રીતે થાય છે કે નહિ તે જોવાની ગ્રામપંચાયતની ફરજ ગણાતી. આને લીધે ગામના કારીગરો નિશ્ચિત રહેતા. વળી ખેડૂતને પણ પોતાને પાક્યું હોય તેના પ્રમાણમાં ભાગ આપવાનો હોવાથી મુશ્કેલી પડતી નહિ. અનાજ ખળામા

પડ્યું હોય તે જ વખતે આપી દે એટલે ભારે પણ ન લાગે, અને આગળ કદાચ તંગી આવી પડે એ પ્રશ્ન પણ ન રહે.

## ગામનું ઇનસાફી કામ

આપણા દેશમા અતિ પ્રાચીન કાળથી ગામમાંની તકરારોનો ઇનમાફ કરવાનું કામ ગામના લોકો પોતે જ કરતા આવ્યા છે. ભારે મારામારી અથવા ખૂન જેવા ફોજદારી ગુનાઓ જ તેમાં અપવાદરૂપ હતા. ગ્રામસભા ઇનસાફનું કામ કરતી એનો વૈદિક સાહિત્યમાં પણ ઉલ્લેખ છે. મૌર્ય કાળમાં રાજાઓએ બધી જાતની સત્તા પોતાને હસ્તક કરવાનો ઠીક ઠીક પ્રયત્ન કર્યો હતો, છતાં ચાણક્યના અર્થશાસ્ત્રમાં સ્પષ્ટ જણાવ્યુ છે કે, ખેતરોની હદની તકરારો તથા લેણદેણને લગતી તકરારો ગ્રામવૃદ્ધોએ ચૂકવવી. તે વખતે રીતસરની ગામ અદાલત સ્થાપવાનો પણ પ્રયત્ન થયો હતો. ગામ અદાલતમાં ત્રણ અમાત્ય અને ત્રણ ધર્મસ્થ બેસતા. અહીં અમાત્યનો અર્થ રાજ્યના પ્રધાનો કે મંત્રીઓ એવો નથી. પણ અમાત્ય એટલે ગામના અધિકારીઓ. તેમાં ગ્રામસ્વામી એટલે મુખી અથવા પટેલ, 'આયુક્ત' એટલે ગામનો હિસાબનીસ અને 'ગોપ' એટલે ઉપર જણાવ્યું છે તેવો પાંચથી દસ ગામનુ તલાટીના જેવું કામ કરનાર, અત્યારના 'સર્કલ ઑફિસર'થી કાંઈક નાનો અમલદાર. જે પૂજ્ય હોય, વિદ્વાન તથા બુદ્ધિમાન હોય, બહાદુર હોય, ઉચ્ચ કુળના હોય અને બાહોશ હોય તે ધર્મસ્થ ગણાતા. ગામના વતનીઓમાથી એવા ત્રણની રાજ્ય તરફથી ગામ અદાલતમાં નિમણુક થતી.

સામાન્ય રીતે ત્રણ રીતે ગામમાં ઇનસાફનું કામ ચાલતું. એક જ કુટુંબનાં માણસોની અંદરઅંદરની તકરાર હોય તો તે પોતાના કુટુંબના સૌથી વડીલ પુરુષ પાસે લઈ જતા અને ન્યાય કરાવતા. એક જ ધંધો કરનારામાં તકરાર પડતી તો તેઓ પોતાના ધંધાદારી મહાજન જેને 'શ્રેણી' કહેતા તેની પાસે જતા. પણ આવાં મહાજનો મોટે ભાગે તો કસબા અથવા શહેરોમાં જ હશે. જોકે કેટલાંક ગામમાં વણકરોની અથવા રંગારાની અથવા છીપાની વસ્તી મોટી હોય ત્યાં તેમની શ્રેણીઓ એટલે ધંધાદારી મહાજન હશે. ન્યાય કરનારી ત્રીજી સંસ્થા તે ગામનુ પંચ. ગામના પંચ આગળ દાવો કે ફરિયાદ દાખલ કરવાં હોય તો અમુક ફી આપવી પડતી અને તે ગામના ફંડમાં જમા થતી. ગામના પંચના ફેંસલા ઉપર રાજાએ નીમેલા ન્યાયાધીશને અને છેવટે ખુદ રાજાને પણ અપીલ થઈ શકતી. પક્ષકારોમાંથી કોઈ પંચાયતનો ફેંસલો કબૂલ ન રાખે તો પંચાયત પાસે ગામ તરફથી તેનો બહિષ્કાર કરાવવા ઉપરાત બીજી સત્તા ન હતી એમ કેટલાક લેખકો માને છે, પણ એ વસ્તુ બરાબર નથી જૂની પંચાયતોની સફળતાનું મોટું કારણ એ છે કે રાજાઓ પંચાયતોને માન્ય રાખતા અને શ્રેણીના તથા ગામપંચના ફેંસલાનો જરૂર પડયે પોતાની સત્તાથી અમલ કરાવતા. મુસલમાન બાદશાહોએ પણ પંચાયતના ફેંસલાનો અમલ કરાવવાની પ્રથા ચાલુ રાખી હતી. બિજાપુરના ઇબ્રાહિમ આદિલશાહ (ઈ. સ. ૧૫૧૨ થી ૧૫૪૮)ના રાજ્યમાં સતારા જિલ્લામા આવેલા મસૂર ગામના નરસોજી જગદાળે તથા કરડ ગામના બાપાજી મુસલમાન વચ્ચેના પાટિલકી વતન બાબતના કેસની નોંધ મળી આવેલી છે. મસૂરની ગ્રામપંચાયતે જગદાળેની તરફેણમાં ચુકાદો આપ્યો. આ ચુકાદાથી સંતોષ ન થયો એટલે બાપાજી મુસલમાન કરડની જિલ્લાપંચાયત પાસે ગયો. તેણે નીચલી પંચાયતનો ફેંસલો કાયમ રાખ્યો. એટલે બાપાજી સીધો બિજાપુરના સુલતાન પાસે

પહોંચ્યો, અને ફરિયાદ કરી કે, 'કરડનું પંચ જગદાસે હિંદુ છે માટે તેનો પક્ષ કરે છે અને મને અન્યાય કરે છે.' એક મુસલમાન પક્ષકારે મુસલમાન સુલતાનને આ જાતની અરજી કર્યા છતાં સુલતાને તે માન્ય ન રાખી અને પોતાની અદાલતમાં તેનો કેસ ન લેતાં જણાવ્યું કે, 'પેઠણ (પ્રતિષ્ઠાન) બહુ જાણીતું સ્થળ છે અને ત્યાંની ન્યાયનીતિ બહુ સારી છે માટે ત્યાંના પંચ પાસે તમે જાઓ.' પેઠણના પંચે પુરાવો લઈને મસૂરના પંચનો ફેંસલો કાયમ રાખ્યો અને ઇબ્રાહિમ આદિલ શાહે તે માન્ય રાખી તેનો અમલ કરાવ્યો. ઇનસાફનું કામ પંચાયત મારફત જ થવું જોઈએ, એ સિદ્ધાન્તની બાબતમાં શિવાજી કેટલો આગ્રહી હતો તેના પણ દાખલા છે. એક માણસ પોતાનો દાવો લઈને તેની પાસે લઈ ગયો ત્યારે તેને શિવાજીએ કહ્યું : 'તારી ઇચ્છા હોય તો તારો કેસ તારા ગામના પંચ પાસે જ મોકલું. પણ બીજા ગામના પંચ પાસે તારે જવું હોય તો તેની વ્યવસ્થા પણ કરી આપું. અને ગામની પંચાયતથી તને સંતોષ ન હોય તો જિલ્લા પંચાયત પાસે મોકલી આપુ. તને જે પસંદ પડે તે કહે.'

પંચાયતો ઇનસાફી કામ કેવી રીતે ચલાવતી એ વિષે મહારાષ્ટ્રને લગતી માહિતી નીચે મુજબ છે :

એક જ ગામમાં રહેતા પરંતુ જુદી જુદી ન્યાતોના અને જુદો જુદો ધંધો કરનારા જેમાં મહાર અને માંગ જાતિના લોકો પણ આવતા તે એકઠા થતા. મુકદ્દમો સાંભળવાનું શરૂ કરતાં પહેલાં, પંચાયતનો ફેંસલો પોતે માન્ય રાખશે, એ જાતનાં રાજીનામા ઉપર પક્ષકારોની સહીઓ કરતા. આ ઉપરાંત બંને પક્ષકારોએ જો જીતે તો દાવાની ફી ભરવા બદલ અને જો હારે તો ગુનેગારી ભરવા બદલ નક્કી કરેલી રકમો અનામત મૂકવી પડતી- સામાન્ય રીતે ગામના મંદિરમાં અથવા નજીકમા કોઈ તીર્થ હોય તો ત્યાં કામ ચાલતું, જેથી પંચાયતના સભ્યોના તેમ જ પક્ષકારોના દિલ ઉપર ધાર્મિક પ્રભાવ પડે. બંને પક્ષકારો તથા તેમના સાક્ષીઓને નદી કે બીજું જળાશય હોય ત્યાં સ્નાન કરાવી ભીને કપડે ઊભા રાખી, પોતાની સ્ત્રી તથા બાળકોને કપાળે સ્પર્શ કરાવી, પછીથી સાચું બોલવાના સોગંદ આપવામાં આવતા, અને સોગંદ એવા આકરા આપવામાં આવતા કે તેમની જૂઠું બોલવાની છાતી ન ચાલે. વળી મુકદ્દમો ગામમાં જ ચાલતો હોય અને તેની ખરી બીનાઓ તો ગામના ઘણા લોકો જાણતા હોય એટલે પણ પોતાના પાડોશીઓ અને ગામના વૃદ્ધ જનોની હાજરીમાં જૂઠું બોલવાની હિંમત કોઈ કરી શકતુ નહિ. આટલો વિધિ થયા પછી રીતસર સુનાવણી ચાલતી. પણ તે વખતે પંચાયતના બધા માણસો હાજર રહેતા નહિ. તેમનામાથી ડાહ્યા અને પ્રતિષ્ઠિત હોય તેવા બે ત્રણ જણ મુકદ્દમો ચલાવતા અને વળી પાછો ફેંસલો આપવાનો હોય ત્યારે આખું પંચ હાજર થતું અને બધાની તેના ઉપર સહી લેવામાં આવતી.

જ્યારે બીજી કોઈ રીતે ખરી હકીકત શોધી કાઢવા માટે પુરાવો ન મળી શકે તેમ હોય ત્યારે જ હાથમાં લીલા પાંદડાં મૂકી તેના ઉપર અગ્નિ રાખી અમુક અંતર સુધી ચાલવુ, ઊકળતા તેલમાંથી અંદર નાખેલી વસ્તુ ઉપાડી લેવી, વગેરે પ્રકારના દિવ્યના ઉપાયનો આશ્રય લેવામાં આવતો

ગ્રામપંચાયતના ફેંસલા ઉપર પરગણાની અથવા જિલ્લાની પંચાયતને અપીલ થઈ શકતી અને બહુ જ અપવાદરૂપ સંજોગોમાં કામ રાજા પાસે જતું

દાવાની ફી તથા ગુનેગારી બદલ મળેલી - રકમમાંથી અડધી ગામમાં રહેતી અને અડધી સરકાર ખાતે જમા થતી.

## પંચાયતનાં બીજાં કામો

ગામની ચોકી અને ન્યાય ઉપરાંત પંચાયતને બીજાં પણ ઘણાં કામ રહેતાં. ગામમાં માણસને તથા ઢોરને પીવાના પાણીની વ્યવસ્થા કરવી, નાહવાધોવા માટેના પાણીની સગવડ કરવી, ગામની આસપાસના રસ્તા સારી સ્થિતિમાં રાખવા, ગામની ધર્મશાળાની, ચોરાની તથા મંદિરની મરામત કરાવવી, પ્રસંગોપાત્ત હોમહવન કરાવવાં, ગામે કોઇ સાધુસંત આવી ચડે તો તેના ઉતારાની તથા તેની ભિક્ષાની વ્યવસ્થા કરવી, કથા કરનાર પુરાણી અથવા માણભટ્ટ આવે અથવા નટ, ભવૈયા, નર્તક, ગાયક એવા આવે તો તેમના કાર્યક્રમનો બંદોબસ્ત કરવો, જોગી, ફકીર કે બીજા ભિખારી આવી ચઢે તો તેમને સદાવ્રત આપવું, ગામમાં ગરીબગુરબાં કે અપંગ નિરાધાર હોય તેમની સંભાળ રાખવી, સરકારી અમલદાર આવે તો તેની પરોણાચાકરી કરવી, આ બધાં કામો પંચાયત તરફથી ઘણુંખરું પટેલ કરતો. તેમાં સ્વાભાવિક રીતે ખર્ચ પણ ઠીક ઠીક થતું દરેક ગામે આ માટે ગામખર્ચ ફંડ રહેતું સરકારી મહેસૂલમાંથી કેટલો હિસ્સો આવાં ખર્ચ માટે આપવામાં આવતો તેનો ચોક્કસ પુરાવો નથી મળતો. પણ જે કાંઈ મળી આવે છે તે ઉપરથી એમ લાગે છે કે સરકારી મહેસૂલનો લગભગ ૨૫ ટકા ભાગ ગામના ફંડ ખાતે જ રહેતો. એની વિશેષતા એ હતી કે એક વખત મહેસૂલ સરકારી તિજોરીમાં જાય અને પછી ત્યાંથી મદદ તરીકે મંજૂર થઈને રકમ ગામને આપવામાં આવે એમ ન હતું, પણ ગામફંડની રકમ અગાઉથી જ કાપી લઈને બાકીની રકમ ઉપર મોકલવામાં આવતી. આ ઉપરાંત ગામમાં કેટલાક લાગા નાખવામાં આવતા તેની ઊપજ પણ ગામફંડમાં આવતી.

ઉપરનાં કામોમાંથી ધર્મશાળા કે મંદિર કે ચોરાનુ મકાન બંધાવવાનુ, કૂવા, તળાવ કે એવાં જળાશયો ખોદાવવાનું, નવા રસ્તા કરવાનું, બંધ બાંધવાનું, એવા કામો જોકે કાંઈ વારે વારે કરવાનાં નથી હોતા, છતાં જ્યારે કરવાનાં આવે ત્યારે તેમાં તો મોટી રકમ જોઈએ. આવાં કામો માટે રાજા કેટલીક વાર મદદ કરતો પણ તે બહુ મર્યાદિત પ્રમાણમાં. શ્રીમંત ગૃહસ્થો આવાં કામો માટે મોટાં દાન આપતા અને કેટલીક વાર ગામમાંથી પણ મોટા ફાળા ઉઘરાવવામા આવતા, અને જેઓ દ્રવ્યના રૂપમાં ફાળો ન આપી શકે તેઓ પોતાની અમુક દિવસની મજૂરીના રૂપમાં પોતાનો ભાગ આપતા. વાવ, કૂવા, તળાવ, મંદિર, ધર્મશાળા બધાવવાં એ ઇષ્ટાપૂર્ત કહેવાતું અને તે માટે આપેલાં દાનનું માહાત્મ્ય બહુ મોટું માનવામાં આવતુ.

## કેળવણી અને સંસ્કાર

કેળવણીની બાબતમાં એક વસ્તુ નોંધવા જેવી છે. લોકો માટે અક્ષરજ્ઞાનનો પ્રબંધ કરવો એ રાજ્યની ફરજ ગણાતી નહિ, તેમ ગામમાં શાળા ચલાવવાની ગ્રામપંચાયતની પણ ફરજ ગણાતી નહિ. જોકે સ્મૃતિઓમાં भृतकाध्यापक શબ્દ છે તે ઉપરથી ગામમાં પગારદાર શિક્ષક તો બહુ જૂના વખતથી હોવો જોઈએ. પરંતુ એને બીજા ધધાદારીઓ તથા કારીગરોની માફક ખળામાંથી અનાજનો ભાગ મળતો ન હતો. આખા ગામને શિક્ષકની જરૂર પણ લાગતી નહિ એટલે જેમનાં બાળકો શિક્ષક પાસે ભણવા જતાં હોય તેમની પાસેથી જ શિક્ષકને કાંઈક કાંઈક મળતું. મહિનાની અમુક તિથિઓએ વિદ્યાર્થીઓ

પોતાને ઘેરથી શિક્ષકને સીધાં આપતા, અને વિદ્યાર્થીને ઘેર કાંઈ પ્રસંગ હોય ત્યારે તથા વાર-તહેવારે શિક્ષકને કાંઈક બક્ષિસ મળતી. ઘણુંખરું ગામનો ભટ્ટ અથવા જોશી બાળકોને ભણાવવાનું કામ કરતો. આ ઉપરાંત કેટલાક શિક્ષકો વૈદું પણ કરતા. આમ શિક્ષકને આજીવિકા જોગ મળી રહેતું. તેની આવક કાંઈ ભારે ન હતી છતાં ગામમાં તેનું માન સારું હતું. આ પ્રથા તો બ્રિટિશ રાજ્યની સ્થાપના પછી પણ ઠીક ઠીક લાંબો વખત ચાલુ રહી છે. બ્રિટિશ અમલની સ્થાપના વખતે તેની સ્થિતિ કેવી હતી તે ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કોર્ટ ઑફ ડાયરેક્ટર્સના સને ૧૮૧૪ના એક ખરીતામાંથી માલૂમ પડે છે: 'હિંદુ લોકોની આ સન્માન્ય અને લોકોપકારી પ્રથા અનેક વિપ્લવોના ધક્કા સામે ટકી રહી છે. દેશી લોકોમાંથી હોશિયાર લહિયા અને હિસાબનીસો મળી આવે છે તે આ પ્રથાને જ આભારી છે. આ પ્રથા અમને એટલી બધી ઉપયોગી જણાઈ છે કે તમે એ વિષે બરાબર જાણી લો એ અમને બહુ ઇષ્ટ લાગે છે. ગ્રામશિક્ષકોના વાજબી હકો અને તેમને મળતી રાહતોનું યોગ્ય રક્ષણ થવાની બહુ જ જરૂર છે. . . . જોકે તેમની સ્થિતિ ગરીબ હોય છે પણ આખા દેશમાં તેમના પ્રત્યે બહુ ભારે માન રાખવામાં આવે છે.'

આ તો અક્ષરજ્ઞાનની વાત થઈ. પણ પરિવ્રાજક સાધુસંતો તથા ઓલિયાફકીરોની વાતચીતો દ્વારા તથા માણભટ્ટ અને પુરાણીઓની કથાવાર્તા દ્વારા દરેક ગામે જ્ઞાન અને સંસ્કારનું સિંચન થતું અને તેનો લાભ ગામના તમામ વર્ગોને મળતો.

આમ કેવળ શરીરની સુખસગવડનાં સાધનોમાં નહિ પણ ધર્મ, વિદ્યા અને સંસ્કારમાં પણ આપણાં ગામડાં સ્વાવલંબી હતાં. રવીન્દ્રનાથ ઠાકુરના શબ્દોમાં કહીએ તો આપણી સંસ્કૃતિની પ્રાણશક્તિ રાજામાં નહિ પણ પ્રજામાં હતી. 'વિના પગારે દેશને વિદ્યા અને ધર્મનું શિક્ષણ આપનારા દેશના ગુરુઓને પોષવાનું તથા તેમને ભેટ વગેરે આપવાનું રાજાનું કર્તવ્ય ન હતું એમ નહિ, પરંતુ તે કેવળ આંશિક રીતે જ વસ્તુતઃ એ કામ દરેક ગૃહસ્થનું ગણાતું. રાજા મદદ આપવી બંધ કરી દે, એકાએક જો દેશ અરાજક બની જાય, તો તેથી કાંઈ સમાજનાં વિદ્યા અને ધર્મના શિક્ષણને ભારે અડચણ આવતી ન હતી. રાજા પ્રજાને માટે જળાશયો ખોદાવતા નહોતો એમ નહિ, પરંતુ સમાજના બધા ધનિકો જેટલે અંશે એ કામ કરતા તેટલે અંશે જ રાજા પણ કરતો. રાજા ગાફેલ રહે એટલે કાંઈ પ્રજાના જલપાત્રો ખાલી નહોતા થઈ જતાં.'[1]

'આટઆટલાં નવા નવા સૈકા અને આટઆટલા નવા નવા રાજાઓના અમલ આપણા દેશ ઉપર થઈને રેલની માફક વહી ગયા, તોપણ તે આપણા ધર્મનો નાશ કરી આપણને પશુ જેવા બનાવી શક્યાં નહિ, આપણા સમાજનો નાશ કરી આપણને ભટકતા બનાવી શક્યાં નહિ. રાજા રાજા વચ્ચે લડાઈઓનો કાંઈ પાર નહોતો — પરંતુ આપણી મર્મરિત વેણુકુંજોમાં, આપણા આંબાવાડિયા અને ફણસીઓની શીતળ છાયામાં દેવાલયો ઊભાં થતાં જ રહ્યાં, ધર્મશાળાઓ બંધાતી જ રહી, તળાવો ખોદાતાં જ રહ્યાં, મહેતાજીઓ બારાખડી ઘૂંટાવતા જ રહ્યા, પાઠશાળામાં શાસ્ત્રનું અધ્યાપન બંધ થયું જ નહિ, ચંડી-મંડપમાં રામાયણનો પાઠ ચાલુ જ રહ્યો અને ભજનકીર્તનના સૂર ગામના ચોકને ગજાવતા જ રહ્યા. સમાજે બહારની સહાયતાની અપેક્ષા રાખી નહિ અને બહારના ઉપદ્રવથી તે કંગાળ કે પાયમાલ થયો નહિ'[2]

૧. સ્વદેશી સમાજ પા. ૫-૬ ૨. સ્વદેશી સમાજ પા ૩-૪

૨

## પંચાયત ઘસાઈ જવાનાં કારણો

આપણી આ ભવ્ય સંસ્થા આજે તો છેક જ ઘસાઈ ગઈ છે. તેનાં કારણોનો જો આપણે વિચાર કરીએ તો તેમાંથી આપણને તે ફરી સજીવન કરવાના ઉપાયો સૂઝે. હિંદુકાળમાં આ સંસ્થા પૂર બહારમાં ચાલતી હતી. મુસલમાની અમલ દરમ્યાન તેમાં કોઈ કોઈ જગાએ દખલ થતી, પણ એકંદરે તો મુસલમાન રાજ્યકર્તાઓની નીતિ આ સંસ્થાને ચાલુ રહેવા દેવાની જ હતી. આ સંસ્થાની પનોતી બ્રિટિશ અમલમાં જ બેઠી. બ્રિટિશ અમલના આરંભકાળના અમલદારોએ આ સંસ્થાનાં ખૂબ વખાણ કર્યાં છે અને તેની ઉપયોગિતા પણ સ્વીકારી છે. પરંતુ બ્રિટિશ રાજ્યપદ્ધતિ જ એવી છે કે તેમાં બધી સત્તા કેન્દ્રિત કરવામાં આવે છે. એ પદ્ધતિમાં આ સંસ્થાનો પ્રાણ ટકી શક્યો નહિ. બ્રિટિશ રાજ્યપદ્ધતિમાં તો બધી પ્રવૃત્તિઓ કેવી રીતે ચલાવવી તેના કાયદા, કાનૂનો, નિયમો, પેટા-કાયદા એ બધું પાટનગરમાંથી નક્કી થાય. ત્યાર પછી જે કામો કરવાનાં હોય તે મંજૂર થયે તેની ગ્રાન્ટ મળે અને ખર્ચના હિસાબ તપાસતી વખતે સરકારના ઑડિટરો વસ્તુના આત્મા તરફ ન જોતાં શબ્દોને જ વળગે અને ચૂંથી કર્યાં કરે. જ્યાં ચારે તરફથી આખા તંત્રને આમ બાંધી લીધું હોય, ત્યાં લખેલા નિયમો અને વિધિઓ વગર, પણ ગામલોકની સગવડો અને ઇચ્છાઓને અનુસરીને કામ કરવાને ટેવાયેલી ગ્રામસભાઓને શી રીતે કામ કરવાનું ફાવે? પાટનગરથી કડક હુકમો છૂટે તેને સંપૂર્ણ રીતે વળગી રહીને કામ કરવાની ટેવ ગામલોકને પડેલી જ નહોતી. તેમની ઢબ વિધિ નહિ પણ તત્ત્વ સાચવીને કામ કરવાની હતી. જ્યારે બ્રિટિશ પદ્ધતિમાં તો કાયદાકાનૂનો, વટહુકમો, પરવાનગીઓ, મંજૂરીઓ, જાંચતપાસ, ઑડિટ, એ બધાની 'લાલપટ્ટી'થી આખું તંત્ર જકડાઈ ગયેલું છે. એટલે બ્રિટિશ અમલ પછી થોડા જ વખતમાં ગ્રામપંચાયત અદૃશ્ય થવા માંડી અદૃશ્ય થવાનાં બીજાં પણ કારણો છે. એક તો ગામના મહેસૂલમાંથી ગામના ફંડ માટે જે રકમ ગામે જ રહેતી તે અંગ્રેજ સરકારના અમલમાં બંધ થઈ ગઈ. આપણે જોઈ ગયા છીએ કે ગામમહેસૂલનો લગભગ પચીસ ટકા ભાગ ગામે જ રહેતો અને આ ઉપરાંત ગામલોક લાગા નાખીને વધારાની રકમ ઉઘરાવતા ગ્રામપંચાયતની મંજૂરી લઈને અથવા અનુમતિથી પટેલ આ ફંડનો કારભાર કરતો અને ગામનાં નક્કી કરેલાં બધાં જરૂરી ખર્ચ કરતો. પણ નવી સરકારે લોકોપયોગી બધી પ્રવૃત્તિઓ પોતાને હસ્તક કરી લીધી. ન્યાયવ્યવસ્થા, પોલીસવ્યવસ્થા, સાર્વજનિક બાંધકામ, આરોગ્ય અને સ્વચ્છતા, કેળવણી, એ બધાં કામ માટે સરકારે જુદાં જુદાં ખાતાં સ્થાપ્યાં. એટલે પોતાના ગામની અંદરનાં આ જાતનાં કામ માટે લોકો સ્વેચ્છાથી જે મદદ કરતા તે તેમ કરતા બંધ થઈ ગયા. લોકો જુએ કે ધર્મશાળા કે ચોરો અથવા કૂવો કે તળાવ અથવા તો રસ્તા, એની મરામત કરવાનું કામ તો લોકલ બોર્ડ કરે છે અને તે માટે આપણી પાસેથી કર પણ ઉઘરાવી લે છે, એટલે પછી આવા કામ જાતે કરી લેવાં જોઈએ એ વિચાર જ તેમના મનમાંથી નીકળી ગયો. લોકોને મહેસૂલ અને વેરાના પૈસા ભરવાના હોય અને તે આવાં બધાં કામ કરવા માટે લેવામાં આવે છે એમ કહેવામાં આવતું હોય ત્યાં સ્વેચ્છાથી ફાળો કરવાની વૃત્તિ લોકોમાંથી સ્વાભાવિક રીતે જ ઘસાઈ જાય અને આવા બેવડા બોજા સહન કરવાની આપણાં

ગામડાંની શક્તિ પણ નથી રહી. અંગ્રેજ સરકારના રાજ્યમાં આર્થિક રીતે તેમ જ બીજી રીતે ગામડાંની ઉત્તરોત્તર પાયમાલી જ થતી રહી છે. ગામડાંના ઉદ્યોગો પડી ભાંગવાથી એક તરફથી આવક ઘટી અને બીજી તરફથી ખેતી ઉપરનો બોજો વધ્યો. વળી પૂરતાં સાધન ન હોય એટલે ખેતી પણ બગડતી જાય. આમ ગામડાં ઉપર એક ભમરાળું ચક્ર ફરે છે અને લોકો ગરીબાઈની ચૂડમાં વધુ ને વધુ જકડાતા જાય છે. એ ઉપરાંત ગામમાં જેઓ કાંઈક સાધનસંપન્ન, બુદ્ધિમાન અને સાહસિક હોય તેઓ પોતાનાં ગામડાં છોડી શહેરોમાં વસવા જતા રહ્યા છે. ગામડાંના શાહુકારોની જે મૂડી પહેલાં ખેતીમાં અને સાર્વજનિક કામોમાં રોકાતી તે આજે શહેરોનાં કારખાનાંમાં રોકાય છે. ગામમાં હોશિયાર અને બુદ્ધિમાન માણસ રહે નહિ એટલે પંચાયતોના કારભાર ચલાવવા લાયક માણસો ગામમાંથી મળે નહિ.

અદાલતો સ્થાપીને ગામલોક પાસેથી ન્યાયવ્યવસ્થા કરવાની સત્તા સરકારે છીનવી લીધી તેથી પણ પંચાયતો નિસ્તેજ અને નિર્બળ થઈ ગઈ. ઇબ્રાહિમ આદિલશાહ કે શિવાજીની માફક પક્ષકારોને ગ્રામપંચાયત પાસે મોકલવાની વાત તો બાજુએ રહી, પણ પંચાયત ઉપર મોટો ફટકો તો એ પડ્યો કે પંચાયતના ફેંસલાની અમલ બજાવણી કરવામાં સરકાર તરફની કશી જ મદદ ન રહી. વળી અંગ્રેજી કેળવણીએ વ્યક્તિસ્વાતંત્ર્યની જે સ્વાર્થપરાયણ ભાવના પેદા કરી છે તેની અસર અંગ્રેજી નહિ ભણેલા લોકોમાં પણ થઈ છે અને ગામડાંમાં પણ ઊતરી છે. એટલે પછી સત્તાવિહીન અને નિસ્તેજ ગ્રામપંચાયતને કોણ ગાંઠે? પટેલની પ્રતિષ્ઠા અને એનું મહત્ત્વ રહ્યું નથી. એ પોતાને સરકારી નોકર માનવા લાગી ગયો છે અને સરકારી અમલદારોની ખુશામતમાં પડ્યો છે. તલાટી પણ વંશપરંપરાનો વતનદાર નથી રહ્યો. એ તો પૂરેપૂરો સરકારી નોકર છે જ. કોઈ જગાએ નામની ગ્રામપંચાયત રહી હોય તો ત્યાં ગામના 'ચૌદશિયા' લોકો અણસમજું અને રાંક લોકોને ડરાવીને ફોલી ખાય છે. ગામઈ ફંડ બહુ થોડાં ગામે હોય છે અને હોય છે ત્યાં તેના હિસાબનાં ઠેકાણાં નથી. એક વખતની ભવ્ય, તેજસ્વી અને લોકોપકારી સંસ્થાની આજે આ કંગાળ, નિસ્તેજ અને લોકોને ઉપદ્રવકારી સ્થિતિ થઈ પડી છે.

## ૩

## સજીવન કરવાના ઉપાયો

કોઈ પણ સામાજિક સંસ્થા તેના જૂના સ્વરૂપમાં ફરી સજીવન થઈ શકતી નથી. પણ એ સંસ્થાના જૂના સ્વરૂપના વર્ણનમાંથી તેની પાછળ રહેલી ભાવના અને તેનાં લોકોપયોગી તત્ત્વો જો આપણે પકડી લઈએ, તો નવા દેશકાળને અનુકૂળ આવે એ રીતે તેનું સ્વરૂપ બદલીને, નવા શરીરમાં તેનો પ્રાણ પૂરી શકાય છે. આપણી આ સંસ્થાની પાછળ એક બહુ પ્રબળ ભાવના એ હતી કે આખું ગામ એ જાણે એક મોટું કુટુંબ. ગામમાં એકના ઉપર આફત આવી પડે તો તે આખા ગામ ઉપરની આફત ગણાય. એકને ત્યાં ચોરી થાય તો આખું ગામ તે ભરપાઈ કરી આપવા તૈયાર થાય. ગામના કોઈ કારીગરને ખળામાંથી મળતો ભાગ તેના કુટુંબના ભરણપોષણ માટે પૂરતો ન હોય તો ગામલોક તેના કુટુંબને ભૂખે ન મરવા દે પણ તેના ભરણપોષણનો બંદોબસ્ત કરે.

ગામનાં લોકોપયોગી કામો માટે આખું ગામ સહકાર આપવા તૈયાર થાય. જેઓ પૈસાવાળા હોય તેઓ પૈસા આપે અને જેમની પાસે પૈસા ન હોય તે પોતાની મજૂરી

આપે, પણ ગામના કામમાં પોતાનો ફાળો તો આપે જ. આપણે ગ્રામપંચાયતને સજીવન કરવી હોય તો આ સંપ અને સહકારની ભાવના લોકોમાં કેળવવી એ સૌથી વિશેષ મહત્ત્વની વાત છે.

એના જેવી જ બીજી મહત્ત્વની વાત એ છે કે પંચાયતના સભ્યો સેવાભાવી અને કોઈ પણ માણસનો, પોતાના સગાનો પણ પક્ષ કર્યા વિના તથા શરમ રાખ્યા વિના શુદ્ધ-બુદ્ધિથી ન્યાય તોળે એવા હોવા જોઈએ. આ ભાવના આજે આપણાં ગામડાંમાં જોવામાં આવતી નથી. પણ જેટલે દરજ્જે એ ભાવના આપણે કેળવી શકીશું તેટલે દરજ્જે આપણે પંચાયતને સજીવન અને સફળ કરી શકીશું.

સંપ, સહકાર, શુદ્ધ ન્યાયબુદ્ધિ, એ ગુણો લોકોમાં લાવવા માટે યોગ્ય કેળવણી જોઈએ. અત્યારની શાળા-કેળવણીમાં મોટામાં મોટી ન્યૂનતા હોય તો તે એ છે કે, તેમાં આ જાતની ભાવનાઓને બિલકુલ પોષણ મળતું નથી આજે કેળવણીના ઉદ્દેશ શબ્દોમાં આપણે ગમે તેવા મોટા મોટા ગણાવીએ પણ વ્યવહારમાં તો આજની કેળવણી સ્વાર્થપ્રધાન બાહુતી વૃત્તિને જ પોષે છે. પાડોશીનું અને તેથી આગળ ગામનું, દેશનું તથા માનવસમાજનું એમ સાર્વજનિક હિતનો વિચાર કરવાની અને એવા હિતમાં અંતરાય ન આવે એવી રીતે પોતાના જીવનનો બધો વ્યવહાર ચલાવવાની ટેવ પાડવી, એ કેળવણીનુ અતિશય મહત્ત્વનુ અંગ છે. કોઈ પણ સંસ્થાના આંતરિક સુધારા માટે આ કેળવણી અનિવાર્ય છે.

મુંબઈ સરકારે સને ૧૯૨૦માં ગ્રામપંચાયતનો કાયદો કરીને આપણા પ્રાન્તમાં ગ્રામપંચાયતો સ્થાપવાનો પ્રયત્ન શરૂ કર્યો. તેમાં વખતોવખત અનેક સુધારા કરતે કરતે અત્યારનું સ્વરૂપ તેને આપવામાં આવ્યુ છે અને બે હજાર તથા તે ઉપરની વસ્તીવાળાં ગામોમાં પંચાયત ફરજિયાત કરી છે. આવી પંચાયતોથી ગામડાંનું હિત સધાશે કે કેમ તે વિષે ઠીક ઠીક મતભેદ છે. પંચાયતોને જે થોડાક વેરા નાખવાની સત્તા આપવામાં આવી છે તેથી ગામ ઉપરના બોજામાં વધારો થવાનો, એ કારણે કેટલાક આ પંચાયતોનો વિરોધ કરે છે. વળી ગામમાં રહેતાં પુખ્ત વયનાં તમામ સ્ત્રીપુરુષોના મતથી પંચાયતોના સભ્યોની ચૂંટણી થવાની, તેની સામે પણ વિરોધ છે. વિરોધનું એક કારણ તો ચૂંટણીને લીધે ગામમાં ઝઘડા દાખલ થાય એ છે; અને ગામનાં તમામ પુખ્ત વયના સ્ત્રીપુરુષોને મત આપવાનો અને ઉમેદવાર તરીકે પણ ઊભા રહેવાનો અધિકાર મળતાં પોતાને આગેવાન અને મોટી માનતી જ્ઞાતિઓ અને વ્યક્તિઓનું વર્ચસ્વ હણાય, એ વિરોધનું બીજું કારણ છે.

ગામના કામો કરવા માટે પૈસા વિના ચાલવાનુ નથી એટલે ગામની પંચાયતને જે કરવેરા નાખવાનો અધિકાર મળ્યો છે તેનો વિરોધ કરવો, એ વાજબી નથી આપણાં ગામો ઉપર સીધી અને આડકતરી રીતે આર્થિક બોજો ગામના ગજા ઉપરાંત પડે છે એ વાત તદ્દન ખરી છે. વળી સરકાર ગામડાંમાંથી જેટલા કરવેરા લે છે તેનુ તદ્દન નહિ જેવુ વળતર ગામડાંને તો મળે છે. એમાંથી થતાં મોટા ભાગનાં સરકારી ખર્ચો ગામડાને લાભકારી નથી હોતાં. એટલે ગામડાં માટે સીધો અને ખરો રસ્તો તો ગામમાંથી બહાર ચાલ્યા જતા જમીનમહેસૂલ વગેરેના વધારેપડતા બોજાનો વિરોધ કરવો, તથા ગામ ઉપર જે વાજબી કરબોજ પડે તેનો ઠીક ઠીક મોટો ભાગ ગામડાંના હિતને માટે વપરાય એ જાતની

માગણી કરવી, એ છે. આપણી મેળે આપણી ઉપર કરવેરા નાખીને આપણાં કામ આપણે સારી રીતે કરતા થઈ જઈએ તો તેમાથી આ જાતનો વિરોધ કરવાની અને આ જાતની માગણી કરવાની આપણી શક્તિ કેળવવાનો સંભવ છે.

પંચાયતોની ચૂંટણીમાંથી ગામેગામ ઝઘડા ઊભા થશે એ ભય મને પણ લાગે છે. પણ અત્યારે તો એ ચૂંટણીપદ્ધતિની બરદામ કર્યે જ છૂટકો છે. આપણી જૂની પંચાયતોની-એક મોટી નબળાઈ એ હતી કે તેના વહીવટમાં ગામની બેત્રણ આગળ પડતી કોમો જ અને તેમાંનાયે અમુક આગળ પડતા માણસો જ ભાગ લઈ શકતા. જૂના વખતમાં દરેક ગામમાં પ્રવર્તતી ઉપર ગણાવી તેવી કૌટુમ્બિક ભાવના તથા ન્યાયની બાબતમાં શુદ્ધિ અને નિષ્પક્ષતા રાખવાની પ્રબળ ધર્મભાવના, એને લીધે એ નબળાઈ ઢંકાઈ જતી. પણ ગામના મતદારોને જો આપણે બરાબર કેળવીએ, મત એ એક પવિત્ર વસ્તુ છે અને તેનો ઉપયોગ લોકના હિતની દૃષ્ટિએ જ થવો જોઈએ એ ભાવના લોકોમાં પેદા કરીએ, તો આજે ગામમાં કેટલાક ડગોરિયા અથવા ચૌદશિયા માણસો ચરી ખાય છે તે બંધ થઈ શકે. પુખ્ત વયના દરેકેદરેક સ્ત્રીપુરુષને સાર્વજનિક કામોમાં રસ લેતાં કરવાં હોય અને સાર્વજનિક વહીવટમાં ભાગ લેવાની તેમને તક મળે એમ કરવું હોય, તો અત્યારે તો ચૂંટણી સિવાય બીજો માર્ગ આપણી સામે દેખાતો નથી

પણ મોટી મુશ્કેલી તો ગામનો વહીવટ કરવા જોઈતા પ્રમાણમાં લાયક માણસો મળવાની છે. ઉપર કહ્યું તેમ ગામડામાંથી જેમ ધન બહાર ઘસડાય છે, તેમ બુદ્ધિ, સાહસ, કુશળતા અને ચારિત્ર્ય પણ બહાર ઘસડાઈ રહ્યું છે. એ સ્રાવ જ્યાં સુધી અટકે નહિ ત્યાં સુધી ગામના કલેવરમાં લોહી ભરાવાનુ નથી અને તેનો બાંધો મજબૂત થવાનો નથી.

નવી ગ્રામપંચાયતોના કાયદાએ જે મર્યાદા બાંધી આપી છે તેટલેથી ન અટકતાં ગામમાંના રહ્યાસહ્યા બુદ્ધિશાળી અને સેવાભાવી લોકો તથા શહેરમાં જઈ પડેલા પણ ગ્રામસુધારની મહત્તા સમજેલા બીજા ગ્રામવૃત્તિવાળા લોકો ગામડાંમાં બેસી ગામનાં કામો મરજિયાત ધોરણે ઉપાડી લે, તો ગામડાના જીવનમા નવો જ રસ આવે અને ગામડાં બુદ્ધિશાળી અને બાહોશ માણસોને પણ રહેવા લાયક બનાવી શકાય એમ છે, એ સમજાય. દાખલા તરીકે, પંચાયતના કાયદા પ્રમાણે વીસપચીસ અને બહુ તો સો રૂપિયા સુધીની કિંમતના દાવા ચૂકવવાની સત્તા છે, પણ ગામલોકમાથી અથવા બહારથી આવેલા ગ્રામ-સેવકોમાંથી કેટલાક કેવળ સેવાભાવથી અને શુદ્ધબુદ્ધિથી લવાદી પદ્ધતિએ કામ કરે તો ગમે તેટલી કિંમતના દાવાનો નિકાલ પણ તેઓ કરી શકે

આ નવા કાયદામાં ગામને સ્વચ્છ રાખવાનુ કામ પંચાયતને સોંપેલું છે. પહેલાં શહેરોની ગંદકી કહેવતરૂપ ગણાતી પણ અત્યારે તો આપણા ગામડાંની ગંદકી એક શરમભરેલી કહેવતરૂપ થઈ પડી છે. ગ્રામપંચાયતના સભ્યો ખુરશીમા બેસીને કે ગાદીએ બેસીને ભંગી વગેરે રાખી ગામ સાફ રાખવાની આશા સેવે તો એ મિથ્યા નીવડવાની છે. પ્રતિષ્ઠિત ગણાતા માણસો હાથમા ઝાડુ અને ટોપલા લઈ જ્યા સુધી ગંદકી દૂર કરવા બહાર નહિ પડે ત્યા સુધી એ ગંદકી દૂર થવાની નથી આ કામ એટલું મહાભારત છે કે તેમાં ભારે બુદ્ધિમાન અને કાર્યકુશળ માણસોને પણ પોતાની શક્તિનો પૂરો ઉપયોગ કરવાની તક મળે એમ છે.

ગ્રામપંચાયતના આ કાયદામાં ગામલોકને પોતાનો વહીવટ કરવા માટે બહુ જ મર્યાદિત સત્તાઓ આપવામાં આવી છે અને ઉપરથી નિયમો, પેટા-કાયદાઓ, પરવાનગીઓ, મંજૂરીઓ વગેરેની 'લાલપટ્ટી'નાં બંધન પણ છે. છતાં ગામના કામ આપણે ઉપાડી લઈશું તો આ બંધનો તોડી આપણા કામનો કેમ વિસ્તાર કરવો એ આપણને સૂઝશે. કાયદાથી રચાયેલી આ ગ્રામપંચાયતોની મોટામાં મોટી ન્યૂનતા એ છે કે અંગ્રેજ સરકારના રાજ્યની માફક તે આપણી ઉપર બહારથી લાદેલી વસ્તુ છે. એટલે એમા બતાવ્યું છે એટલું જ કામ કરીને બેસી રહેવાથી આપણું કશું વળવાનું નથી ગ્રામ-પંચાયતના સભ્ય તરીકે આપણને સત્તા કે પ્રતિષ્ઠા મળશે એ બુદ્ધિથી તેમા દાખલ થવાથી પણ આપણો ઉદ્ધાર થવાનો નથી. ગામના હિતનાં કામો કરવાના ઉદ્દેશથી જ ગ્રામ-પંચાયતમાં દાખલ થઈએ અને એવી રીતે કામ કરીએ કે લોકોની આંતરિક શક્તિઓ વિકાસ પામે, તેમનામાં આત્મવિશ્વાસ પેદા થાય અને દરેકેદરેક માણસ ગામના વહીવટ માટે પોતે જ જવાબદાર હોય એવી રીતે તેમાં રસ લેતો અને કામ કરતો થાય, ત્યારે જ આપણે ખરી ગ્રામપંચાયતો ઊભી કરી શકીએ અને તે દ્વારા સ્વરાજ્ય પણ સાધી શકીએ.

# ગ્રામપંચાયતનો કાયદો

## ૧૯૩૩નો મુંબઈનો કાયદો નં. ૬

(૧૨મી જૂન, ૧૯૩૩)

(૧૯૪૦ની ૧લી માર્ચ સુધીમા થયેલા સુધારા સાથે)

જે, ૧૯૩૫ના મુબઈના ૩૪મા કાયદાથી સુધારવામા આવ્યો છે.
તથા ૧૯૩૬ના મુબઈના ૨૪મા કાયદાથી સુધારવામા આવ્યો છે
તથા ૧૯૩૯ના મુબઈના ૧૮મા કાયદાથી સુધારવામાં આવ્યો છે.

### ગ્રામ પંચાયતોના બંધારણને લગતા કાયદાને સુધારવા તથા સગઠિત કરવા માટેનો કાયદો

કેમકે, ગ્રામપ્રદેશોમા સ્થાનિક સ્વરાજ્યની વધુ ખિલવણી કરવામા તથા દીવાની તથા ફોજદારી ન્યાયની વ્યવસ્થા કરવામા ગ્રામ પચાયતો વધુ ઉપયોગી નીવડે અને તેમના વિકાસને પુષ્ટિ મળે તે હેતુથી ગ્રામ પચાયતોના બધારણને લગતો કાયદો સુધારવાની અને સગઠિત કરવાની જરૂર છે, અને કેમકે, આ કાયદો પસાર કરવા માટે ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા એક્ટની કલમ ૮૦ એની પેટા કલમ (૩) અનુસાર ગવર્નરજનરલની, તથા સદરહુ એક્ટની કલમ ૮૦ સી અનુસાર ગવર્નરની પરવાનગી અગાઉથી મેળવી લીધેલી છે, તેથી નીચે મુજબ કાયદો કરવામા આવે છે –

## પ્રકરણ ૧

### પ્રાસ્તાવિક

૧. આ કાયદો "મને ૧૯૩૩નો મુબઈનો ગ્રામ પચાયતોનો કાયદો" કહેવાશે — ટૂંકુ નામ

૨. મુબઈ શહેર સિવાયના આખા મુબઈ ઇલાકાને આ કાયદો લાગુ પડે છે. — વિસ્તાર

૩. પ્રસ્તુત વિષયથી અથવા તો પૂર્વાપર સબધથી કાંઈ વિરોધ ન આવતો હોય ત્યા, આ કાયદામા — વ્યાખ્યાઓ

(૧) "પછાત કોમ" એટલે મને ૧૯૩૬ના ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયાના (પ્રાન્તિક ધારાસભાઓને લગતા) ઓર્ડરના ૧૩મા પરિશિષ્ટના બીજા ભાગમા દર્શાવેલી કોઈ પણ કોમ.

ટિપ્પણ : મુંબઈ ઇલાકામા નીચેની કોમો પછાત ગણેલી છે :

૧. બરડા, ૨. બાવચા, ૩ ભીલ, ૪. ચોધરા, ૫. ધાણુકા, ૬. ધોડિયા, ૭. દૂબળા, ૮. ગામીત અથવા ગામતા, ૯. ગોંડ, ૧૦. કાથોડી અથવા કાથારી, ૧૧. કોંકણા. ૧૨ કાળી મહાદેવ, ૧૩. માવચી, ૧૪. નાયકડા અથવા નાયકા, ૧૫ પારધી, (જેમાં આદવિચ્ચીંચેર અથવા ફાણુસે પારધીનો સમાવેશ થાય છે.), ૧૬. પટેલિયા, ૧૭. પોમલા, ૧૮. પોવાર, ૧૯. રાઠવા, ૨૦. તાડવી ભીલ, ૨૧. ઠાકુર, ૨૨. વારલે, ૨૩. વારલી, ૨૪. વસાવા.

[૧-એ] "પેટા નિયમો" એટલે કલમ ૧૦૯ અનુસાર જિલ્લા લોકલ બોર્ડે ઘડેલા પેટા નિયમો.

(૨) "ફરિયાદ" એટલે કોઈ પણ અદાલતી કામની બાબતમાં ગામ અદાલત ચલાવી શકે એવા કોઈ પણ ગુનાની બાબતમાં ચાલતું ફોજદારી કામ.

(૩) "ચેરમેન" એટલે કલમ ૩૭એ અનુસાર નિમાયેલી ગામ અદાલતનો પ્રમુખ.

(૪) "જિલ્લા લોકલ બોર્ડ" એ શબ્દો કોઈ પણ સ્થાનિક પ્રદેશને અનુલક્ષીને વપરાય ત્યારે તેનો અર્થ સને ૧૯૨૩ના મુંબઈના લોકલ બોર્ડ્ઝ એક્ટ મુજબ જે જિલ્લામાં આવો સ્થાનિક પ્રદેશ આવેલો હોય તે જિલ્લા માટે સ્થપાયેલી જિલ્લા લોકલ બોર્ડ.

(૫) "હરિજન" એટલે સને ૧૯૩૬ના ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયાના (શેડયુલ્ડ નાતો બાબતના) ઓર્ડરમાં વર્ણવેલી નાતોમાંની કોઈ પણ નાતનો શખસ.

ટિપ્પણ: મુંબઈ ઇલાકામાં નીચેની નાતો 'શેડયુલ્ડ' નાતો છે:

(૧) અસોદી, ખકડ, ભાબી, ભંગી, ચરવધ-દાસર, ચલવાડી, ચમાર અથવા મોચીગર અથવા સામાગર, ચેના-દસરુ, ચુહાર અથવા ચુહરા, ડાકાલેરુ, ઢેડ, ઢેગુ-મેગુ, ઢોર, ગરોડા, હલ્લીર, હલસર અથવા હલસોર અથવા હલસાવર, હોલાયા, ખાલપા, કોલચા અથવા કોલઘા, કોળીઢોર, લિંગાદેર, માદીગ અથવા માગ, મહાર, માગ-ગારુડી, મેઘવાળ અથવા મેંઘવાર, મીની-માદીગ, મુકરી, નાડિયા, શેણુવા અથવા શીંદવા, શીંગડાવ અથવા શીંગડિયા, સોચી, તિમાલી તૂરી, વણકર, વિંઠોલિયા

(૨) અમદાવાદ, ખેડા, ભરૂચ, પંચમહાલ અને સુરત જિલ્લા સિવાય બાકીના આખા ઇલાકામા — મોચી

(૩) કાનડા જિલ્લામાં કોટેગર.

(૬) "ગુનો" એટલે કોઈ પણ ચાલુ કાયદા પ્રમાણે શિક્ષાપાત્ર હોય તેવું કોઈ પણ કામ અથવા કસૂર.

(૭) "પંચાયત" એટલે આ કાયદા અનુસાર સ્થપાયેલી પંચાયત.

(૮) "ઠરાવેલું" એટલે નિયમોથી ઠરાવેલું.

(૯) "મુલકીગામ" એટલે મુલકી ખાતામાં ગામ તરીકે ગણવામાં આવેલો કોઈ પણ સ્થાનિક પ્રદેશ.

(૧૦) "નિયમો" એટલે કલમ ૧૦૮ અનુસાર પ્રાન્તિક સરકારે ઘડેલા નિયમો.

(૧૧) "સરપંચ" એટલે કલમ ૧૪ અનુસાર ચૂંટાયેલા સરપંચ.

(૧૨) "સ્કૂલબોર્ડ" એટલે ૧૯૨૩ના મુંબઈના પ્રાઈમરી એજ્યુકેશન એકટની કલમ ૩ મુજબ રચાયેલી સ્કૂલબોર્ડ

(૧૩) "દાવો" એટલે આ કાયદા પ્રમાણે ગામ અદાલત ચલાવી શકે તેવો દીવાની મુકદ્દમો

(૧૪) "કર" એટલે આ કાયદા પ્રમાણે નાખી શકાય તેવો કોઈ પણ કર, વેરો, જકાત અથવા બીજો લાગો.

(૧૫) "પંચાયતની મુદત" એટલે કલમ ૧૧ અનુસાર પંચાયતના ચૂંટાયેલા સભ્યોની હોદ્દો ધારણ કરવાની મુદત

(૧૬) "ગામ" એટલે કલમ ૪ અનુસાર ગામ તરીકે જાહેર કરેલો કોઈ પણ સ્થાનિક પ્રદેશ.

(૧૭) "ગામ અદાલત" એટલે કલમ ૩૭ અનુસાર દીવાની કે ફોજદારી મુકદ્દમા ચલાવવા માટે રચાયેલી અદાલત

## પ્રકરણ ૨

## પંચાયતોની સ્થાપના અને રચના

૪. (૧) ઠરાવ્યા પ્રમાણેની ચોકસાઈ કર્યા પછી, જ્યારે જ્યારે પ્રાન્તિક સરકારને લાગે કે કોઈ પણ મુલકી ગામની અથવા મુલકી ગામો અથવા મુવાડાના સમૂહ હોય તેવા કોઈ સ્થાનિક પ્રદેશની વસ્તી ૨,૦૦૦ કરતા ઓછી નથી, ત્યારે મજકુર પ્રદેશને સરકારી ગેઝેટના જાહેરનામાથી ગામ તરીકે તે જાહેર કરશે ગામ તરીકે જાહેરાત

જોકે, સરકારી ગેઝેટના જાહેરનામા દ્વારા ૨,૦૦૦થી ઓછી વસ્તી વાળા કોઈ પણ સ્થાનિક પ્રદેશને પણ આ કલમ મુજબના ગામ તરીકે પ્રાન્તિક સરકાર જાહેર કરી શકશે.

(૨) જિલ્લા લોકલ બોર્ડ સાથે મસલત કરીને આવા જાહેરનામા દ્વારા પ્રાન્તિક સરકાર કોઈ પણ વખતે:

(એ) કોઈ પણ ગામમાં કોઈ પણ સ્થાનિક પ્રદેશ દાખલ કરી શકશે અથવા તેમાથી બાતલ કરી શકશે, અથવા બીજી રીતે કોઈ પણ ગામની હદમા ફેરફાર કરી શકશે, અથવા

(બી) કોઈ પણ સ્થાનિક પ્રદેશ ગામ ગણાતો બંધ થયો છે તેમ જાહેર કરી શકશે.

પંચાયતોની સ્થાપના

૫. કલમ ૪ અનુસાર ગામ તરીકે જાહેર થયેલા દરેક ગામમા પંચાયત સ્થપાશે

**નોંધ** ગ્રામપંચાયત વ્યવસ્થા આ કાયદો અમલમા આવે તેની તરત જ અગાઉ જે પંચાયત સ્થપાઈ હશે તથા ગામ અદાલત રચાઈ હશે તે, આ કાયદામા ગમે તે મજકૂર હોવા છતા, ચાલુ રહેશે પરંતુ તેમને માટે કલેકટર જે તારીખ નક્કી કરશે તે તારીખથી તે બંધ થશે આવી નક્કી કરેલી તારીખે આવી પંચાયત તથા આવી ગામ અદાલતના સંઘળા સભ્યો પોતાના હોદ્દા છોડી દેશે અને આ સુધારેલા કાયદા અનુસાર નવી પંચાયત તથા નવી ગામ અદાલતની રચના થશે

આ કલમ મુજબ ફારગ થવાની તારીખે જૂની ગામ અદાલત સમક્ષ જે દીવાની કે ફોજદારી મુકદ્દમા તથા બીજા કામકાજ ચાલતા હશે તે આવી દીવાની કે ફોજદારી મુકદ્દમા તથા બીજા કામકાજ જે પ્રદેશમા ઉપસ્થિત થયા હશે તે પ્રદેશની નવી ગામ અદાલત સાંભળશે અને તેનો નિકાલ કરશે

જોકે આવા દીવાની કે ફોજદારી મુકદ્દમા તથા બીજા કામકાજ નવી ગામ અદાલત આગળ જ માંડવામા આવ્યા હોય તેવી રીતે તેમની સુનાવણી નવેસરથી શરૂ થશે

૬. (૧) જિલ્લા લોકલ બોર્ડ સાથે મસલત કરી લઈને કલેકટર નક્કી કરે તે મુજબ સાતથી ઓછા નહિ અને અગિયારથી વધારે નહિ એટલા ચૂંટાયેલા સભાસદોની પંચાયત બનશે

આવી કોઈ પણ પંચાયતમા કલમ ૧૦૮ની પેટા કલમ (૧) ની કલમ (સી) અનુસાર પ્રાંતિક સરકાર ઠરાવે તેટલી બેઠકો સ્ત્રીઓ, મુસલમાનો તથા હરિજનો અથવા પછાત કોમોના પ્રતિનિધિઓ માટે અનામત રાખવી જોઈશે

જોકે એવી કોઈ પણ બેઠક મુસલમાનો તથા હરિજનો કે પછાત કોમોના પ્રતિનિધિઓ માટે અનામત રાખવામા આવશે નહિ સિવાય કે પ્રાંતિક સરકારનો એવો અભિપ્રાય હોય કે, ગામમાના મુસલમાનો તથા હરિજનો અથવા પછાત કોમોનું વસ્તીપ્રમાણ જોતા તેવી કોમ, તેવી જાત, કે તેવા વર્ગને માટે પંચાયતમા આવી બેઠકો અનામત રાખવાનું આવશ્યક છે

(૨) જ્યારે જિલ્લા લોકલ બોર્ડ સાથે મસલત ચલાવ્યા પછી કલેકટર પંચાયતના ચૂંટાયેલા સભાસદોની સંખ્યા સાતથી વધારે નક્કી કરે ત્યારે, સાતથી વધારે સભ્યો નહિ ચૂંટવામા આવ્યા હોય તેથી પંચાયતના બંધારણને કાંઈ બાધ આવશે નહિ

(૩) જો કોઈ પણ કારણસર ચૂંટણીને પરિણામે લાયમત ધરાવતા અને હોદ્દો સ્વીકારવાને ગજી હોય તેવા શખ્સો નક્કી કરેલી સંખ્યામા ચૂંટાઈ આવશે નહિ તો કલમ ૭ અનુસાર સરકારી ગેઝેટમા ચૂંટાયેલા સભ્યોના

નામ જાહેર થયાની તારીખથી ચાર અઠવાડિયાંની અંદર ચૂંટાવાની લાયકાત ધરાવતા હોય તેવા શખસોને જરૂરી સંખ્યામાં જિલ્લા લોકલબોર્ડ નીમશે. જો જિલ્લા લોકલ બોર્ડ નક્કી કરેલા સમયમાં આવી સઘળી અથવા તેમાંની કોઈ પણ નિમણૂકો નહિ કરે, તો કલેક્ટર આવી નિમણૂકો કરશે; અને આવી રીતે નિમાયેલા શખસો પેટા કલમ (૧) અનુસાર યોગ્ય રીતે ચૂંટાયેલા ગણાશે.

૭. (૧) કલેક્ટર નક્કી કરે તે તારીખે પંચાયતના સભાસદોની ચૂંટણી કરવામાં આવશે. ચૂંટણી

(૨) ગામમાં સામાન્ય રીતે રહેતા હોય તેવા બધા પુખ્ત વયના શખસોને, અને ગામમાં જેનો ઘરવેરો આકારવામાં આવતો હોય તેવા ઘરના જેઓ માલિક હોય, અથવા સને ૧૯૨૩ના મુંબઈના લોકલ બોર્ડઝ ઍક્ટની કલમ ૯૩ અનુસાર જેના ઉપર વેરો (સેસ) આકારવામાં આવતો હોય તેવી જમીનના જેઓ માલિક હોય, તેવા બધા પુખ્ત વયના શખસોને ચૂંટણીમાં મત આપવાનો અધિકાર છે.

આવી ચૂંટણીનું કામ ઠરાવેલી ઢબે થશે; અને ચૂંટાયેલા સભાસદોનાં નામ કલેક્ટર સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરશે.

(૩) કોઈ પણ તકરાર કે શંકાને પ્રસંગે, આવી ચૂંટણીમાં કોને મત આપવાનો અધિકાર છે તે, કલેક્ટર પોતાને જરૂરી લાગે તેવી તપાસ કર્યા પછી નક્કી કરશે.

૮. કોઈ પણ શખસ પંચાયતનો સભાસદ થઈ શકશે નહિ અથવા ચાલુ રહી શકશે નહિ, બિનલાયકાત

(એ) જેની ઉમર ૨૧ વર્ષથી ઓછી હોય, અથવા

(બી) જે સામાન્ય રીતે ગામમા રહેતો ન હોય, અથવા

(સી) જેને નૈતિક દોષવાળા તથા ૭ માસ કરતાં વધારે મુદતની કેદની સજા કરી શકાય તેવા કોઈ ગુના બદલ કોઈ પણ ફોજદારી કોર્ટે કેદ કે ફટકાની સજા કરી હોય, અથવા જેને દેશનિકાલની સજા થઈ હોય, અને જેની એવી સજા પાછળથી ફેરવવામાં અથવા રદ કરવામાં આવી ન હોય અને જેની એ સજા પૂરી થઈ ન હોય; સિવાય કે આવી સજાને કારણે ઊભી થયેલી નાલાયકાતમાંથી મુક્ત કરવાની પ્રાન્તિક સરકારને આ કાયદાથી સત્તા આપવામાં આવી છે તે સત્તાની રૂએ કરેલા હુકમ મુજબ જેને મુક્ત કરવામા આવ્યો હોય, અથવા

(ડી) જેને તે માટેના અધિકારવાળી અદાલતે અસ્થિર મગજનો ઠરાવ્યો હોય, અથવા

(ઇ) જે નાદાર ઠરાવવામાં આવ્યો હોય અને જેણે તેમાંથી પોતાનો છુટકારો મેળવ્યો ન હોય તે, અથવા

(એફ) જેને કલમ ૭૧ અનુસાર હોદ્દા ઉપરથી ખસેડવામાં આવ્યો હોય અને ખસેડ્યાની તારીખથી પાંચ વર્ષ વીતી ગયાં ન હોય; સિવાય કે, આવી રીતે ખસેડ્યાની તારીખથી એક વર્ષની અંદર આ જાતની નાલાયકાતમાંથી મુક્ત કરવાની સત્તા જિલ્લા લોકલ બોર્ડને આ ઉપરથી આપવામાં આવે છે તે સત્તાની રૂએ તેણે તેવો હુકમ કરીને તેને નાલાયકાતમાંથી મુક્ત કર્યો હોય, અથવા

(જી) જે પંચાયતની પગારદાર નોકરીમાં હોય અથવા તો પંચાયતને હસ્તકની કોઈ લાભકારી જગ્યાએ હોય, તે આવી નોકરીમાં અથવા જગ્યાએ હોય ત્યાં સુધી, અથવા

(એચ) જે પંચાયત સાથેના, અથવા પંચાયને અથવા પંચાયત તરફથી કરવામાં આવેલા કોઈ પણ કરારમાં સીધો અથવા આડકતરો કોઈ પણ હિસ્સો અથવા હિતસંબંધ ધરાવતો હોય, તે એવો હિસ્સો અથવા હિતસંબંધ ધારણ કરતો હોય ત્યાં સુધી, અથવા

(આઈ) જેણે, કલમ ૯૧ની પેટાકલમ (૧) અનુસાર પોતાને આપેલા બિલ મુજબની પંચાયતની લેણી થતી કોઈ પણ કર અથવા ફીની રકમ, ભરવી જોઈએ તે તારીખથી ત્રણ માસની અંદર ભરવામાં કસૂર કરી હોય, અથવા

(જે) જે સરકારનો અથવા કોઈ પણ સ્થાનિક સંસ્થાનો નોકર હોય.

ખુલાસો: કોઈ પણ શખસ, કોઈ પણ સનદી અથવા રજિસ્ટર થયેલી કંપનીનો અથવા સને ૧૯૧૨ના સહકારી મંડળીઓના કાયદા મુજબ અથવા સને ૧૯૨૫ના મુબઈના સહકારી મંડળીઓના કાયદા મુજબ નોંધેલી સહકારી મંડળીનો, શેરહોલ્ડર અથવા તો સભ્ય હોવાને કારણે, મજકુર કંપની અથવા સહકારી મંડળી અને પંચાયત વચ્ચે થયેલા કોઈ પણ કરારમા હિત સબધ ધરાવે છે તેમ ગણાશે નહિ.

ચૂંટણી રદ જાહેર કરવાની કલેક્ટરની સત્તા

૯. (૧) જો કલેક્ટરને, પોતાને જરૂરી લાગે તેવી તપાસ કર્યા પછી, ખાતરી થાય કે કોઈ પણ સભાસદ કલમ ૮ની શરતોથી વિરુદ્ધ રીતે ચૂંટાયો છે, અથવા તો એની ચૂંટણીને અંગે લાંચરુશવત અપાઈ છે અથવા અનિયમિતતા થઈ છે અને એવા ગેરકાયદેપણાથી, લાંચરુશવતથી અથવા અનિયમિતતાથી ચૂંટણીના પરિણામ ઉપર વસ્તુતઃ અસર થઈ છે, તો કલેક્ટર આવા સભાસદની ચૂંટણી રદ જાહેર કરી શકશે, અને આવી જાહેરાત છેવટની ગણાશે.

જોકે, કલેક્ટરને ખાતરી થાય કે કોઈ સભાસદે લાંચરુશવત આપી છે, ત્યારે તો, આવી લાંચરુશવતથી ચૂંટણીના પરિણામ ઉપર વસ્તુત અસર થઈ હોય કે ન થઈ હોય—તોપણ તેણે આવા સભાસદની ચૂંટણી રદ જાહેર કરવી જોઈશે, અને આવી જાહેરાત છેવટની ગણાશે.

(૨) તે શખસે લાચરુશવત આપી છે એમ ગણાશે

(એ) જે ઉમેદવારની તરફેણમા મત આપવા માટે અથવા મત આપતો અટકાવવા માટે, કોઈ પણ મતદારને લલચાવવાના હેતુથી કોઈ પણ શખસને કાઈ પણ પૈસા અથવા કીમતી ગજ્ઞો આપવાનુ કહે અથવા આપે, અથવા તેને ફાયદો કરી આપવાનુ કઈ વચન આપે, અથવા કઈ નુકસાન કરવાની ધમકી આપે, અથવા

(બી) જે, આવો મત આપનાર ન હોય એવા મતદારને નામે મત આપે, અપાવે અથવા તો મત આપવામા મદદ કરે

ખુલાસો ૧ કોઈ પણ ઉમેદવારે લાચરુશવત આપી છે એવુ ગણાશે — જો લાચરુશવત ઉમેદવારની જાણમા અથવા સમતિથી અપાઈ હશે, અથવા એ ઉમેદવારના સામાન્ય અથવા ખાસ અખત્યારથી જે શખસ ચૂટણીને લગતુ કામ કરતો હશે તેણે લાચરુશવત આપી હશે

ખુલાસો ૨ વ્યક્તિગત ફાયદો કરી આપવાના વચનમા—

(૧) પચાયત સમક્ષ વિચાર માટે આવવાનો સભવ હોય તેવી કોઈ અમુક બાબતની તરફેણમા અથવા વિરુદ્ધ મત આપવાના વચનનો સમાવેશ થતો નથી, પણ

(૨) તે શખસના પોતાના અથવા જેની સાથે તેને હિતસબધ હોય તેવા બીજા શખસના ફાયદા માટે આપેલા વચનો આમા સમાવેશ થાય છે

૯ એ કોઈ પણ વખતે પોતાને જરૂરી લાગે તેની તપાસ કર્યા પછી અને મજકૂર સભાસદને પોતાની હકીકત રજૂ કરવાની તક આપ્યા પછી, કલેકટરને ખાતરી થાય કે — બિનલાયકાતનું જાહેરનામુ

(૧) કલમ ૬ ની પેટા કલમ (૩) અનુસાર નિમાયેલો સભાસદ તેની નિમણૂક થઈ ત્યારે કલમ ૮મા દર્શાવેલીમાની કોઈ પણ બિનલાયકાતને પાત્ર હતો, અથવા

(૨) કોઈ પણ ચૂટાયેલો કે નિમાયેલો સભાસદ તેની ચૂટણી કે નિમણૂક પછી કલમ ૮મા દર્શાવેલી બિનલાયકાતને પાત્ર થયો છે, તો

કલેકટર તેવા સભાસદની નિમણૂક ગેરકાયદે હોવાનુ જાહેર કરશે અથવા તો આવો સભાસદ પચાયતના સભાસદ તરીકે ચાલુ રહી શકશે નહિ એવુ જાહેર કરશે આવુ જાહેરનામુ છેવટનુ ગણાશે

૧૦. જો કલેકટર કલમ ૯ અથવા ૯ એ અનુસાર કોઈ પણ સભાસદની ચૂટણી અથવા નિમણૂક ગેરકાયદે ઠરાવશે અથવા કોઈ સભાસદ પચાયતના સભાસદ તરીકે ચાલુ રહી શકશે નહિ એમ ઠરાવશે, તો તેવી ખાલી પડેલી જગા માટે આ કાયદાની કલમો મુજબ નવી ચૂટણી અથવા નિમણૂક થશે ચૂટણી રદ થાય તો નવી ચૂટણી

૧૧. (૧) પચાયતના સભ્યો ચાર વર્ષની મુદત સુધી હોદ્દા ધારણ કરશે, સિવાય કે આ કાયદામા બીજી રીતે ઠરાવ્યુ હોય ચૂટાયેલા સભાસદોના હોદ્દાની મુદત

(૨) કલેક્ટર લેખી હુકમથી, તેમાં દર્શાવેલાં કારણોસર, સદરહુ મુદતને એક વરસથી વધારે નહિ તેવા સમય સુધી લંબાવી શકશે. આવો કોઈ પણ હુકમ કલેક્ટરને ઠીક લાગે તેવી રીતે જાહેર કરવામાં આવશે.

**હોદ્દાની મુદતની શરૂઆત**

૧૨. (૧) સામાન્ય ચૂંટણીમાં ચૂંટાયેલા અથવા કલમ ૬ની પેટા કલમ (૩) અનુસાર નિમાયેલા સભાસદોના હોદ્દાની મુદત પંચાયતની પહેલી સભાની તારીખથી શરૂ થયેલી ગણાશે. કલમ ૭ અનુસાર ચૂંટાયેલા સભાસદોના નામ જાહેર થયા પછી ચાર અઠવાડિયાની અંદર, જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખે નક્કી કરેલી તારીખે પંચાયતની પહેલી સભા મળશે. ઠરાવેલી મુદતની અંદર સભાની તારીખ નક્કી કરવાનું પ્રમુખ ચૂકશે તો કલેક્ટર તેની તારીખ નક્કી કરશે.

(૨) ફારગ થતા સભ્યોના હોદ્દાની મુદત આવી સભાના આગલા દિવસ સુધી પહોંચતી અને તે દિવસથી પૂરી થતી ગણાશે.

**સભ્યોનું રાજીનામું**

૧૩. સરપંચને એ બાબતની લેખી નોટિસ આપીને કોઈ પણ સભ્ય પોતાના હોદ્દાનું રાજીનામું આપી શકશે અને આવું રાજીનામું સરપંચને મળ્યાની તારીખથી અમલમાં આવશે.

**સરપંચ અને ડેપ્યુટી સરપંચની ચૂંટણી**

૧૪. પંચાયતના સભ્યો પોતાનામાંથી એકને સરપંચ તરીકે ચૂંટશે અને એ પંચાયતના પ્રમુખ તરીકે કામ કરશે. પોતાનામાંથી એકને પંચાયત ડેપ્યુટી સરપંચ તરીકે પણ ચૂંટી કાઢશે.

**સરપંચ અને ડેપ્યુટી સરપંચના હોદ્દાની મુદત**

૧૫. આ કાયદામાં બીજી રીતે ઠરાવવામાં આવ્યું હોય તે સિવાય, સરપંચ અને ડેપ્યુટી સરપંચ, પંચાયતની મુદત સુધી હોદ્દો ધારણ કરશે.

**નવા સરપંચ નિમાય ત્યાં સુધી જૂના સરપંચે પોતાની ચાલુ ફરજો બજાવવી**

૧૬. પોતાના હોદ્દાની મુદત પૂરી થયા પછી પણ, નવા સરપંચ ચૂંટાય અને કારભાર સંભાળી લે ત્યાં સુધી, જૂના સરપંચ પોતાની ચાલુ ફરજો બજાવશે.

**પંચાયત રચાયા પછી સરપંચની ચૂંટણી**

૧૭. (૧) આ કાયદા મુજબ જ્યારે પહેલી વખત પંચાયત સ્થાપવામાં આવે ત્યારે, અથવા કલમ ૧૦૨ અથવા ૧૦૩ મુજબ તેની ફરી રચના અથવા સ્થાપના કરવામાં આવે ત્યારે, કલમ ૧૨ની પેટા કલમ (૧) અનુસાર ઠરાવેલી તારીખે જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ પંચાયતની સભા બોલાવશે, અને તેનું પ્રમુખસ્થાન તે પોતે લેશે, અથવા તો પંચાયતનો સભ્ય ન હોય તેવા કોઈ પણ શખસને સભાનું પ્રમુખસ્થાન લેવા માટે તે નીમશે. જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ અથવા તો એમણે નીમેલો શખસ આવી સભાનું અધ્યક્ષસ્થાન લેશે, પણ તેને મત આપવાનો અધિકાર રહેશે નહિ. પછી તે સભા સરપંચને ચૂંટવાનું કામ શરૂ કરશે. સરખા મત પડે તેવા પ્રસંગે સભાનું અધ્યક્ષસ્થાન લેનાર શખસ નક્કી કરે તેવી રીતે ચિઠ્ઠીઓ નાખીને સરપંચની ચૂંટણીના પરિણામનો નિર્ણય કરવામાં આવશે.

(૨) પંચાયતની મુદત પૂરી થયા પછી કલમ ૧૨ પેટા કલમ (૧) અનુસાર ઠરાવેલી તારીખે સરપંચ નવા સરપંચની ચૂંટણી માટે પંચાયતની સભા બોલાવશે. પોતે આવી સભાનું પ્રમુખસ્થાન લેશે, પરંતુ નવી પંચાયતનો તે સભ્ય નહિ હોય તો મત આપશે નહિ. સરખા મત પડે તેવે પ્રસંગે અધ્યક્ષ સરપંચ નક્કી કરે તે રીતે ચિઠ્ઠીઓ નાખીને ચૂંટણીના પરિણામનો નિર્ણય થશે.

પણ જો ફારગ થતા સરપંચ નવા સરપંચની ચૂંટણી માટે કલમ ૧૨ પેટા કલમ (૧) અનુસાર નક્કી કરેલી તારીખે સભા નહિ બોલાવે; અથવા આ માટે તેણે બોલાવેલી સભામાં સદરહુ તારીખે તે હાજર નહિ રહે, તો પેટા કલમ (૧)માં વર્ણવેલી રીત મુજબ જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ પંચાયતની સભા બોલાવશે. અને તેમાં નવા સરપંચની ચૂંટણી થશે.

જો જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ કલમ ૧૨ની પેટા કલમ (૧) અનુસાર નક્કી કરેલી તારીખથી પંદર દિવસની અંદર આવી સભા નહિ બોલાવે તો કલેક્ટર પોતે આવી સભા બોલાવશે. જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ અથવા તો કલેક્ટર, જેણે સભા બોલાવી હોય તે, આવી રીતે બોલાવેલી સભાનુ પ્રમુખસ્થાન લેવા માટે કોઈ પણ સભાસદને નીમશે. જો આવી રીતે નીમેલો સભાસદ સભાનું પ્રમુખસ્થાન નહિ લઈ શકે તો હાજર રહેલા સભાસદો પોતાનામાંથી એકને પ્રમુખ તરીકે ચૂંટશે.

સરપંચ અને ડેપ્યુટી સરપંચના રાજીનામાં

૧૮. સરપંચને લેખી નોટિસ આપીને ડેપ્યુટી સરપંચ પોતાના હોદ્દાનુ રાજીનામુ આપી શકશે.

જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખને લેખી નોટિસ આપીને સરપંચ પોતાના હોદ્દાનું રાજીનામુ આપી શકશે.

આવાં રાજીનામાં તેનો સ્વીકાર થયાની તારીખથી અમલમા આવશે.

પંચાયતનો મળવાનો સમય, સ્થળ અને સભામાં કામ કરવાની રીત

૧૯. પંચાયત મળવાનો સમય અને સ્થળ, તથા તેની સભાનું કામકાજ પેટા કાયદાઓ અનુસાર રહેશે.

પંચાયતની કારોબારી

૨૦. આ કાયદાની કલમોના અને પંચાયતે પસાર કરેલા ઠરાવોનો અમલ કરવાની કારોબારી સત્તા સરપંચને હસ્તક રહેશે, અને આ કાયદા મુજબની પંચાયતની ફરજોની યોગ્ય બજાવણી માટે તે સીધી રીતે જવાબદાર રહેશે. પેટા કાયદાઓમાં જુદી રીતે ઠરાવ્યુ હોય તે સિવાય, સરપંચની ગેરહાજરીમાં સરપંચની સત્તાઓ અને ફરજો ડેપ્યુટી સરપંચ ચલાવશે અથવા બજાવશે.

હોદ્દા ઉપરથી દૂર કરવા બાબત

૨૧. પંચાયતને યોગ્ય નોટિસ આપ્યા પછી અને પોતાને યોગ્ય લાગે તેવી તપાસ કર્યા પછી જિલ્લા લોકલ બોર્ડ, કલેક્ટરની અગાઉથી પરવાનગી મેળવીને, ગેરવર્તણુક માટે અથવા પોતાની ફરજ બજાવવામાં બેદરકારી અથવા અશક્તિ માટે તકસીરવાર હોય અથવા જે પોતાની ફરજો બજાવવામાં

હમેશ ગાફેલ રહેતા હોય તેવા સભાસદને, સરપંચને કે ઉપ્પુટી સરપંચને હોદ્દા ઉપરથી દૂર કરી શકશે આવી રીતે દૂર કરેલા સરપંચ કે ઉપ્પુટી સરપંચને જિલ્લા લોકલ બોર્ડની મુનસફીથી અને ઉપર પ્રમાણે (કલેક્ટરની) પરવાનગી મેળવી લઈને પંચાયતમાંથી પણ દૂર કરી શકાશે

ગેરહાજર રહેવાની રજા

૨૨. (૧) પંચાયતનો જે કોઈ સભાસદ પોતાના હોદ્દાની મુદત દરમ્યાન —

(એ) ૭ માસથી વધારે ન હોય તેવી મુદત સુધી (ગામમાંથી) ગેર-હાજર રહેવાની પંચાયતે રજા આપી હોય તે સિવાય, ગામમાંથી લાગ લાગટ ચાર માસથી વધારે સમય ગેરહાજર રહેશે અથવા

(બી) સદરહુ પંચાયતની રજા સિવાય પંચાયતની સભાઓમાં લાગ લાગટ ૭ માસ સુધી ગેરહાજર રહેશે,

તે સભાસદ મટી જશે અને તેની જગ્યા ખાલી પડશે

(૨) આ કલમ અનુસાર કોઈ પણ જગા ખાલી પડી છે કે નહિ તે બાબતની કોઈ પણ તકરાર નિર્ણય માટે કલેક્ટરને મોકલવામાં આવશે અને તેનો નિર્ણય છેવટનો ગણાશે

ખાલી પડેલી જગાઓ પૂરવા વિષે

૨૩. (૧) કોઈ પણ સરપંચ, ઉપ્પુટી સરપંચ, કે સભાસદની અશક્તતાથી, મરણથી, રાજીનામાથી ગિનલાયકાતથી, રજા સિવાયની ગેરહાજરીથી, અથવા દૂર કરવામાં આવવાથી ખાલી પડેલી જગા, તેને વિષે કલેક્ટરને ઠરાવ્યા મુજબ નોટિસ આપીને ચૂટણીથી પૂરવામાં આવશે, અને સરપંચ, ઉપ્પુટી સરપંચ અથવા સભાસદની જગાએ ચૂટાઈને આવેલ શખસ, પોતાની બેઠક જો ખાલી ન પડી હોત તો જેટલા સમય માટે તે તે શખસોએ એ હોદ્દો ધારણ કર્યો હોત, તેટલા સમય સુધી જ તે હોદ્દો ધારણ કરશે

(૨) પેટા કલમ (૧) અનુસારની સરપંચની ચૂટણી માટેની સભા જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ કલમ ૧૭ની પેટા કલમ (૧) મા વર્ણવેલી ઢબે બોલાવશે

ખાલી પડેલી જગાઓથી પંચાયતના કામકાજને બાધ નહિ આવે

૨૪. પંચાયતમા કોઈ જગા ખાલી પડી હશે તે દરમ્યાન ચાલુ સભાસદો કોઈ પણ જગા ખાલી પડી ન હોય તેવી રીતે કામકાજ ચાલુ રાખી શકશે

આ કાયદા મુજબ પંચાયતો સ્થપાય તે દરમિયાનની હંગામી વ્યવસ્થા

૨૫. આ કાયદામા કોઈ પણ મજકૂર હોય તે છતા પ્રાન્તિક સરકાર, સરકારી ગેઝેટમા જાહેર કરે તે તારીખ સુધી ૧૯૨૦ના મુંબઈના ગ્રામ પંચાયતના કાયદા મુજબ સ્થપાયેલી ગ્રામપંચાયતો આ કાયદાની કલમોની હદમા રહીને ગ્રામખાતાનો વહીવટ કરશે, અને આવી પંચાયતો આ કાયદા મુજબ સ્થપાયેલી છે તેમ ગણાશે

## પ્રકરણ ૩જું

### વહીવટી સત્તા અને ફરજો

૨૬. (૧) જિલ્લા લોકલ બોર્ડના સામાન્ય અંકુશમાં રહીને તથા પોતાની પાસેના ગ્રામ ભંડોળની મર્યાદા સાચવીને ગામની અંદર નીચેની બાબતોની વાજબી વ્યવસ્થા કરવાની પંચાયતની ફરજ રહેશે; તે બાબતો :

પંચાયતની વહીવટી સત્તાઓ અને ફરજો

(એ) ઘર વપરાશ માટે પાણી પૂરું પાડવું.

(બી) જાહેર રસ્તા, કાંસ, બંધ, તળાવ અને કૂવાની (ખેતી-ઉપયોગી હોય તેવાં તળાવ અને કૂવા સિવાયનાં) તથા બીજાં સાર્વજનિક સ્થળો અથવા મકાનોની સફાઈ રાખવી.

(સી) જાહેર રસ્તા, કાંસ, બાંધ, અને પુલો બાંધવા, જાળવવા અને દુરસ્ત કરાવવા.

જોકે, સદરહુ રસ્તા, કાંસ, બાંધ તથા પુલો બીજી કોઈ સાર્વજનિક સંસ્થાના તાબામાં હોય તો તે સંસ્થાની રજા સિવાય તેને લગતાં કામો તે હાથ ધરી શકશે નહિ.

(ડી) આરોગ્યવ્યવસ્થા, સફાઈકામ તથા ગંદકી અટકાવવી તેમ દૂર કરવી.

(ઈ) લોકોની સુખાકારી જાળવવી અને સુધારવી.

(એફ) પંચાયતની માલકીનાં અથવા તેના કાબૂ નીચેનાં સાર્વજનિક મકાનો, ચરા, જંગલ (સને ૧૯૨૭ના ઇન્ડિયન ફોરેસ્ટ એક્ટની કલમ ૨૮ મુજબ મળેલા પ્રદેશ સહિત), અને કૂવાઓ તથા તળાવો (ખેતી-ઉપયોગી હોય તે સિવાયનાં) સાચવવાં તથા તેમના વપરાશનું નિયમન કરવું.

(જી) ગામમાં દીવાબત્તીની વ્યવસ્થા કરવી.

(એચ) મેળા, હાટ, કસાઈખાનાં તથા ગાડાં છોડવાની જગ્યાનું નિયમન કરવું.

(આઈ) સ્મશાન તથા કબરસ્તાનની જોગવાઈ કરવી તથા તે સાચવવાં.

(૨) ગામલોકનાં આરોગ્ય, સંરક્ષણ, કેળવણી, સુખસગવડ, અથવા સામાજિક કે આર્થિક કલ્યાણ જેથી વધે તેવા ગામની અંદરનાં કોઈ કામ કે ઉપાય કરવા માટે પણ પંચાયત જોગવાઈ કરી શકશે.

(૩) જિલ્લા લોકલ બોર્ડની અગાઉથી પરવાનગી મેળવીને પેટા કલમ ૧ અને ૨ માં દર્શાવેલા પ્રકારનાં કોઈ પણ કામ ગામ બહાર કરવાની વ્યવસ્થા પણ પંચાયત કરી શકશે.

સસ્થાઓ નિભાવવાનું તથા બીજા કામો કરવાનું પચાયતને સોંપવાનો જિલ્લા બોર્ડનો અધિકાર

૨૭. જિલ્લા લોકલ બોર્ડ કોઈ પણ વખતે કોઈ સંસ્થાનો વહીવટ, અથવા ૨૬મી કલમમા જેનો સમાવેશ ન થતો હોય તેવુ કામ કરવાનું પચાયતની સમતિથી પચાયતને સોંપી શકશે, અને આવી સસ્થાનો વહીવટ કરવાનું અથવા આવા કામોનો અમલ કરવાનું પચાયત માથે લે તે કાયદેસર ગણાશે

જોકે, આવા દરેક પ્રસગે મજકૂર વહીવટ અથવા કામ માટે જરૂરી નાણા જિલ્લા લોકલ બોર્ડ પચાયતને હસ્તક મૂકવા જોઈશે

બીજી ફરજો

૨૮. [૧] પચાયત

(૧) ૧૯૨૩ના મુંબઈના પ્રાઈમરી એજ્યુકેશન એક્ટની રૂએ સ્થાનિક સંસ્થાઓએ કરેલા નિયમોને આધીન રહીને ગામની નિશાળની દેખરેખ રાખશે અને તેને નિભાવવા તથા સારી સ્થિતિમા રાખવા માટે જરૂરી મરામત કરશે અને

(૨) આને માટે જિલ્લા લોકલ બોર્ડ ઘડવાના છે તે પેટા-કાયદાઓને અનુસરીને

(એ) ગામની અંદરના કામો માટે જિલ્લા લોકલ બોર્ડ કામે લગાડેલા મજૂરોની દેખરેખ રાખશે

(બી) ધર્મશાળાઓની મરામતની દેખરેખ રાખશે,

(સી) ઢોરના ડબા નિભાવશે અને તેનો વહીવટ કરશે

(ડી) જિલ્લા લોકલ બોર્ડ પોતાને સોંપે તેવા બીજા કામો કરશે અને

(૩) પ્રાંતિક સરકાર નાખે તેવી શરતોને આધીન રહીને તથા સબંધ ધરાવતી પચાયતની સમતિથી પ્રાંતિક સરકાર જિલ્લા લોકલ બોર્ડ સાથે મસલત કરીને, સરકારી ગેઝેટના જાહેરનામાથી તેને સોંપવામા આવે તેવી બીજી વહીવટી ફરજો બજાવશે, જેમા પીવા માટેના પાણીની વહેચણીના કામનો પણ સમાવેશ થશે

[૨] સ્થાનિક સસ્થાએ જે નિયમો ઘડવાના છે તે કાયદો પસાર થયા પછી છ માસની અંદર તેણે ઘડવા જોઈશે જો તે મુદતની અંદર એવા નિયમો ઘડવામા નહિ આવે તો પ્રાંતિક સરકાર તે માટે નિયમો ઘડી શકશે

[૩] સ્થાનિક સસ્થાએ અથવા તો સ્કૂલ બોર્ડ પચાયતને હસ્તક પૂરતા નાણા મૂક્યા હોય તે સિવાય પેટા કલમ ૧ ની રકમ (૧) અનુસાર ગામની નિશાળની મરામત કરવાની અથવા જિલ્લા લોકલ બોર્ડ પચાયતને હસ્તક પૂરતા નાણા સોંપ્યા હોય તે સિવાય પેટા કલમ ૧ ની રકમ (૨) મા દર્શાવેલી ફરજો બજાવવાને પચાયત બધાયેલી નથી

# પ્રકરણ ૪

## ગ્રામપંચાયત — કાયદાથી સ્થાપિત સંસ્થા : તેનાં મિલકત અને ભંડોળ

૨૯. દરેક પંચાયત, " . . . ની ગ્રામપંચાયત " એ નામની કાયદાથી સ્થાપિત સંસ્થા ગણાશે, અને તેના ઉત્તરાધિકાર (સક્સેશન) કાયમી રહેશે. તેની એક સામાન્ય મહોર રહેશે; સંસ્થાને નામે તે દાવા માંડી શકશે અને તેના ઉપર દાવા માંડી શકાશે; પોતાની હકૂમત નીચેના ગામની હદની અંદર અથવા બહાર, જંગમ તેમ જ સ્થાવર, મિલકત મેળવવાનો અને ધારણ કરવાનો; તથા તેના કબજાની કે તેને પ્રાપ્ત થયેલી જંગમ કે સ્થાવર મિલકત ભાડે આપવાનો, વેચવાનો અથવા બીજી રીતે તેની તબદીલી (ટ્રાન્સ્ફર) કરવાનો; તેમ જ કરાર કરવાનો તથા આ કાયદાના કામ માટે જરૂરી હોય તેવી બીજી બધી બાબતો કરવાનો, તેને અધિકાર રહેશે. ગ્રામપંચાયત કાયદાથી સ્થાપિત સંસ્થા તરીકે

જોકે, કલમ ૩૦ની પેટા કલમ ૧માં દર્શાવેલી સ્થાવર મિલકત સિવાયની બીજી સ્થાવર મિલકતનો ત્રણ વર્ષથી વધારે મુદતનો પટો, અને આવી મિલકતનું વેચાણ અથવા બીજી રીતની તબદીલી, કલેક્ટરની આગળથી પરવાનગી લઈને નહિ કર્યાં હોય તો તે પટો, વેચાણ અથવા તબદીલી કાયદેસર ગણાશે નહિ.

૩૦ (૧) લોકલ બોર્ડના પોતાના કબજાની કોઈ પણ મિલકત પંચાયતના કબજામાં રહેશે એમ વખતોવખત નક્કી કરવાનો અધિકાર લોકલ બોર્ડને રહેશે. પંચાયતની મિલકત

જોકે, પ્રસ્તુત લોકલ બોર્ડની અગાઉથી મંજૂરી મેળવ્યા સિવાય આવી મિલકતનો પટો, વેચાણ અથવા બીજી રીતની તબદીલી કાયદેસર ગણાશે નહિ.

(૨) ગામ ભંડોળમાંથી પંચાયતે બંધાવેલાં સઘળાં કામ મજકુર પંચાયતની માલકીનાં ગણાશે

૩૧. (૧) દરેક ગામમાં એક ભંડોળ રહેશે, જે ગામ ભંડોળ કહેવાશે. ગામ ભંડોળ

(૨) નીચેની રકમો ગામ ભંડોળનો ભાગ બનશે અથવા તેમાં ભરવામાં આવશે;

(એ) સને ૧૯૦૧ ના મુંબઈના ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ એક્ટની કલમ ૧૯૧ મુજબ પ્રાંતિક સરકાર ગામ ભંડોળને હવાલે કરે તે રકમ.

**ટિપ્પણ:** આ કલમનો મજકૂર એવો છે કે જ્યારે કોઈ પ્રદેશ નોટીફાઈડ ગણાતો બંધ થાય ત્યારે આકારેલા કરોની નહિ ખર્ચાયેલી એવી બાકી રહેલી રકમ ગવર્નર-ઇન-કાઉન્સિલને યોગ્ય લાગે તે મુજબ મજકૂર પ્રદેશના વતનીઓના હિતને માટે વાપરવામા આવશે.

(બી) કલમ ૮૯ અનુસાર નાખવામા આવેલા કર અથવા ફીની આવક.

(સી) કલમ ૪૫ અને ૪૬ મુજબ ફરમાવેલી નુકસાની તરીકે વસૂલ આવેલી બધી રકમો

(ડી) ગામ ભંડોળ ખાતે જમે કરવા કોઈ પણ અદાલતે ફરમાવેલી બીજી બધી રકમો

(ઇ) ગામના નોકરોએ એકઠો કરેલો પૂંજો, કચરો, છાણ અથવા મળ (એમાં ઢોરના મુડદાનો પણ સમાવેશ થાય છે) એના વેચાણની આવકની રકમ, સિવાય કે, તે આખા અથવા તેના અમુક ભાગ ઉપર કોઈ શખસનો અધિકાર હોય તો તે રકમ બાદ જતા

(એફ) પ્રાંતિક સરકારે અથવા જિલ્લા લોકલ બોર્ડે ગામ ભંડોળમા આપેલી રકમો

(જી) પ્રાંતિક સરકાર અથવા જિલ્લા લોકલ બોર્ડ તરફથી કરજે મળેલી અથવા બક્ષિસ મળેલી રકમો

(એચ) પંચાયતના કબજાની મિલકતની આવક અથવા ઊપજ

(આઇ) કલમ ૫૯ મુજબ દાવા તથા ફરિયાદો દાખલ કરવાની ફી

ગામ ભંડોળનો ઉપયોગ

૩૨. આ કાયદા અનુસાર પંચાયતને કબજે આવેલી બધી મિલકત, અને આ કાયદાની કલમો મુજબ તેને મળેલુ બધુ ભંડોળ, તથા કોઈ પણ ચાલુ કાયદાની કલમો મુજબ તેને મળતી બધી રકમો, આ કાયદાના કામો માટે, તેની કલમોને આધીન રહીને વાપરવામા આવશે, અને આવુ બધુ ભંડોળ અને રકમો ઠરાવવામા આવે તેવી રીતના કબજામા રાખવામા આવશે

## પ્રકરણ ૫

### વ્યવસ્થા અને હિસાબ

પંચાયતનો મંત્રી

૩૩ (૧) દરેક પંચાયત માટે એક મંત્રી રહેશે તેની નિમણૂક પ્રાંતિક સરકાર કરશે અને તેની સત્તા, ફરજો, મહેનતાણુ, અને નોકરીની શરતો પેટા કલમ ૨ને આધીન રહીને ઠરાવવામા આવે તે પ્રમાણે રહેશે

(૨) ખાસ આ કામ માટે બોલાવેલી પંચાયતની કોઈ પણ સભામા જો તે પંચાયતના કુલ સભાસદોના ત્રણચતુર્થાંશથી ઓછા નહિ તેટલા સભાસદો મંત્રીને બરતરફ કરવાની તરફેણમા મત આપે, તો પ્રાંતિક સરકાર તે પંચાયતના મંત્રીને હોદ્દા ઉપરથી તાબડતોબ દૂર કરશે જો પ્રાંતિક સરકારને એમ લાગશે કે મંત્રી પોતાના હોદ્દાની ફરજો અદા કરવાને અશક્ત છે, અથવા તેને બરતરફ કરવાનુ યોગ્ય ગણાય, તેવી કોઈ પણ ગેરવર્તણૂક અથવા બેદરકારી માટે તે તકસીરવાર થયો છે, તોપણ પ્રાંતિક સરકાર કોઈ પણ વખતે મંત્રીને બરતરફ કરી શકશે

૩૪. આ કાયદાથી અથવા તેની રૂએ પંચાયત ઉપર નાંખવામાં આવેલી ફરજો અદા કરવા માટે, કલમ ૯૮ને આધીન રહીને આવશ્યક હોય એટલા નોકરો પંચાયત રાખશે અને તેમની સંખ્યા અને પગારનુ વિગતવાર પત્રક રાખશે અને જિલ્લા લોકલ બોર્ડને જાણ માટે રજૂ કરશે. નોકરોનુ વિગતવાર પત્રક

૩૫. (૧) પંચાયતના નોકરોની નિમણૂક સરપંચ કરશે, અને પોતાને હસ્તકના ગામ ભંડોળમાંથી તેમને પગાર આપશે વળી અગત્યને પ્રસંગે પોતાને યોગ્ય લાગે તેટલા હંગામી નોકરો પણ તે રાખી શકશે. પોતે નીમેલા કોઈ પણ નોકરનો લેખી હુકમથી સરપંચ દંડ કરી શકશે અને તેને સસ્પેન્ડ અથવા બરતરફ કરી શકશે. નોકરોની નિમણૂક

(૨) પેટા કલમ ૧ મુજબ કરવામાં આવેલા હુકમ ઉપર પંચાયતને અપીલ કરી શકાશે

૩૬. (૧) પ્રાંતિક સરકાર ઠરાવે તે તારીખે અથવા તે પહેલાં અને તે નક્કી કરે તે નમૂના મુજબ દર વર્ષે જિલ્લા લોકલ બોર્ડ સમક્ષ નીચેની બાબતો પંચાયત રજૂ કરશેઃ અંદાજપત્ર અને હિસાબ પંચાયતે ગામના રહેવાસીઓની સભા બોલાવવા વિષે

(એ) આવતા વર્ષ માટે પંચાયતની પુરાંત બાકી અને અંદાજેલી આવક.

(બી) કલમ ૨૬ ની પેટા કલમ ૧ માં દર્શાવેલી ફરજો અદા કરવા માટે તથા વ્યવસ્થા કરવા માટે કરવા ધારેલું ખર્ચ.

(સી) કલમ ૨૬ ની પેટા કલમ ૨ અને કલમ ૨૮ની પેટા કલમ ૧ મુજબ કરવા ધારેલું ખર્ચ

(૨) આવી વિગતો મળ્યાની તારીખથી ત્રણ માસની અંદર જિલ્લા લોકલ બોર્ડ કા તો તેને મજૂર કરશે અથવા તો કલમો ૨૬ અને ૨૮મા દર્શાવેલી ફરજોમાંની કોઈ પણ ફરજ પાછળ કરવા ધારેલો ખર્ચ વધારવા અથવા ઘટાડવાની સૂચના કરશે.

જોકે, આવતા વર્ષની ગામ ભંડોળની અંદાજેલી આવક તથા આગલી સિલક કરતા ખર્ચનો અંદાજ વધારવાની સૂચના આપવાનો અધિકાર જિલ્લા લોકલ બોર્ડને નથી.

(૩) કલમ ૩૩ મુજબ નિમાયેલ મંત્રી, ઠરાવેલા નમૂના મુજબ પંચાયતના હિસાબ રાખશે તે પંચાયતના વહીવટનો વાર્ષિક અહેવાલ તૈયાર કરશે; અને હિસાબ તથા અહેવાલ મંજૂરી માટે પંચાયત સમક્ષ રજૂ કરશે. સદરહુ વાર્ષિક હિસાબ અને અહેવાલ ઠરાવેલી તારીખે અથવા તે પહેલાં અને ઠરાવેલા નમૂના પ્રમાણે જિલ્લા લોકલ બોર્ડને મોકલવામા આવશે.

(૪) ઠરાવેલી રીતે અને ઠરાવેલે સમયે, ગામના બધા પુખ્ત વયના વતનીઓની સભા પંચાયત બોલાવશે, અને સદરહુ સભામાં ગયા વર્ષના હિસાબો અને વહીવટનો અહેવાલ, તથા આવતા વર્ષ દરમ્યાન કરવા ધારેલા કામોની વિગતો વાંચી સંભળાવવામાં આવશે અને સમજાવવામાં આવશે.

# પ્રકરણ ૬

## ગામ અદાલતોની રચના અને ફરજો

ગામ અદાલતની ચૂંટણી

૩૭. (૧) ગામ અદાલતની રચના કરવા માટે, પોતાના સભાસદોમાંથી પાંચ શખ્સોને દરેક પંચાયત પોતાની પહેલી સભામાં ઠરાવેલી રીતે ચૂંટી કાઢશે

(૨) આવી રીતે ચૂંટાયેલા પાંચ શખ્સોની ગામ અદાલત બનશે અને આ કાયદા મુજબ તેને આપવામાં આવેલા ન્યાયપ્રકરણી બધા અથવા અમુક અધિકાર વાપરવા પ્રાંતિક સરકાર આવી અદાલતને સુપરત કરી શકશે

જોકે, પ્રાંતિક સરકારના અભિપ્રાય પ્રમાણે જો આવી અદાલત સદરહુ સત્તાઓ વાપરવાને અયોગ્ય હોય અથવા તે સત્તાઓનો દુરુપયોગ કરવા માટે દોષપાત્ર હોય તો, સરકારી ગેઝેટમાં જાહેર કરી ગામ અદાલતને સોંપેલા ન્યાયપ્રકરણી બધા અથવા અમુક અધિકાર પ્રાંતિક સરકાર પાછા ખેંચી લઈ શકશે

(૩) સદરહુ અદાલતના સભ્યોના હોદ્દાની મુદત ગ્રામપંચાયતના સભાસદ તરીકેના તેમના હોદ્દાની મુદત સુધીની રહેશે સિવાય કે આમાં બીજું ઠરાવ્યું હોય

(૪) જો આવી અદાલતના કોઈ પણ સભાસદની જગા ખાલી પડશે તો તે ઠરાવેલી રીતે ચૂંટણીથી પૂરવી જોઈશે આવી રીતે ચૂંટાયેલો સભાસદ, જેની જગાએ તે ચૂંટાયો હોય તેની જગા જો ખાલી ન પડી હોત તો જેટલો સમય તેણે હોદ્દો ધારણ કર્યો હોત તેટલા સમય સુધી જ હોદ્દો ધારણ કરશે

(૫) આવી રીતે ચૂંટાયેલા સભાસદોમાંથી ત્રણ સભાસદોની હાજરી કાર્યસાધક ગણાશે

(૬) આ કાયદામાં બીજી રીતે ઠરાવ્યું હોય તે સિવાય નીચેની બાબતોનું નિયમન કરવા માટે પ્રાંતિક સરકાર નિયમો ઘડી શકશે

(એ) ગામ અદાલત સમક્ષના કામકાજ અને વહીવટનું સંચાલન તથા વહેંચણી

(બી) ગામ અદાલતે ક્યારે અને ક્યાં મળવું તેના સમયો અને સ્થળો

(સી) ગામ અદાલત સમક્ષના કામકાજના સંચાલન માટે પ્રાંતિક સરકારના અભિપ્રાય મુજબ જરૂરી હોય તેવી કોઈ પણ બાબત

ગામ અદાલતનો ચેરમન

૩૭ ક. દરેક ગામ અદાલતનો એક ચેરમેન રહેશે અદાલત પોતાના સભ્યો પૈકીના એકને ચેરમેન ચૂંટશે અને અદાલતના ચેરમેનના હોદ્દાની મુદત, તે અદાલતની મુદત સુધીની રહેશે

૩૭ બી. ગામ અદાલતનાં કામકાજની તથા ફેંસલાની નોંધ રાખવા તથા ઠરાવેલી બીજી ફરજો બજાવવા માટે, પંચાયતનો મંત્રી ગામ અદાલતના ન્યાયપ્રકરણી કારકુન તરીકે કામ કરશે. પંચાયતનો ન્યાય પ્રકરણી કારકુન

૩૭ સી. (૧) જો પ્રાંતિક સરકારના અભિપ્રાય મુજબ ગામ અદાલતમાં ચૂંટાઈ આવેલો કોઈ પણ સભાસદ પોતાના કામકાજમાં ગેરવર્તન માટે અથવા તો કંઈ નાલેશીભર્યા વર્તન માટે તકસીરવાર હોય; અથવા ગામ અદાલતના સભાસદ તરીકેની પોતાની ફરજો બજાવવામાં ગાફેલ રહેતો હોય, અથવા તે બજાવવાની ના પાડે, અથવા તે બજાવવાને અશક્ત હોય; તો પોતાને જરૂરી લાગે તેવી તપાસ કર્યા પછી તથા સદરહુ સભ્યને પોતાની હકીકત રજૂ કરવાની તક આપ્યા પછી, પ્રાંતિક સરકારને જો યોગ્ય લાગે તો, તેવા સભાસદને તે દૂર કરી શકશે. ગામ અદાલતમાંથી સભાસદને બરતરફ કરવા વિષે

(૨) જો પેટા કલમ ૧ મુજબ કોઈ તપાસ હાથ ધરવામાં આવશે તો આવા સભાસદને પ્રાંતિક સરકાર પોતાને યોગ્ય લાગે તેટલી મુદત સુધી ગામ અદાલતમાંથી સસ્પેન્ડ કરી શકશે.

(૩) કોઈ પણ સભાસદ પેટા કલમ ૧ અથવા ૨ અનુસાર થયેલી બરતરફી અથવા મોકૂફી (સસ્પેન્શન)ના જ માત્ર કારણસર પંચાયતનો સભાસદ થવા માટે નાલાયક નહિ ગણાય.

(૪) પેટા કલમ ૧ અનુસાર ગામ અદાલતમાંથી બરતરફ થયેલો સભાસદ સદરહુ અદાલતમાં ફરી વાર ચૂંટાવાને લાયક રહેશે નહિ.

૩૮. કલમ ૩૯ અને ૪૧માં દર્શાવેલા સ્વરૂપનો કોઈ પણ દાવો અથવા ફરિયાદ કોઈ પણ કોર્ટમાં ચાલુ હશે અને કલમ ૩૭મા આપેલી સત્તાની રૂએ તે કોઈ પણ ગામ અદાલતની હકૂમત નીચેનો હશે તે, તથા આવા દાવા કે ફરિયાદમાંથી ઊભું થયેલું કાંઈ કામકાજ, જાણે કે આ કાયદો પસાર જ ન થયો હોય તેવી રીતે, સદરહુ કોર્ટ અથવા તે ચલાવવાની, સાંભળવાની અને ચૂકવવાની જેને હકૂમત હોય તેવી બીજી કોઈ પણ કોર્ટ ચલાવશે, સાંભળશે અથવા ચૂકવશે. ચાલુ કામોનો અપવાદ

૩૯. (૧) કલમ ૪૦મા બીજી રીતે ઠરાવ્યું છે તે સિવાયના, નીચેના બધા અથવા તેમાંના કોઈ પણ દાવા ચલાવવાની સત્તા ગામ અદાલતને આપી શકાશે. ગામ અદાલત ચલાવી શકે તેવા દાવા

(એ) સ્થાવર મિલકત ઉપરના હકને અસર ન કરતા હોય તેવા, કરાર ઉપરથી લેણાં નીકળતા નાણા માટેના દાવા

(બી) જંગમ મિલકત પાછી મેળવવા માટેના અથવા તેની કિંમત માટેના દાવા;

(સી) જંગમ મિલકતને ખોટી રીતે પડાવી લેવાના અને તેને હેરા-ફેરકત પહોંચાડવા માટેની નુકસાનીના દાવા,

ઉપરના કોઈ પણ દાવામાં દાવાની રકમ અથવા દાવાની કિંમત રૂ. ૨૫) કરતાં વધારે ન હોવી જોઈએ.

(૨) ગામ અદાલત સમક્ષ નોંધવામાં આવેલી બન્ને પક્ષની લેખી સંમતિથી, પેટા કલમ ૧માં દર્શાવેલા પ્રકારના પરંતુ જેની કિંમત એકસો રૂપિયાથી વધારે ન હોય તેવા દાવા આવી ગામ અદાલત ચલાવી શકશે.

(૩) કોઈ પણ ગામ અદાલત પેટા કલમ ૧માં દર્શાવેલા પ્રકારના, જાહેરાતમાં સૂચવેલી અને એકસો રૂપિયાથી વધારે નહિ, તેટલી રકમ સુધીના દાવા ચલાવી શકે તેવી સૂચના સરકારી ગેઝેટમાં જાહેર કરીને પ્રાંતિક સરકાર આપી શકશે,

ગામ પંચાયત ચલાવી ન શકે તેવા દાવા

૪૦. કોઈ પણ ગામ અદાલત સમક્ષ નીચેના પ્રકારના દાવા લાવી શકાશે નહિ.

(૧) ભાગીદારીના હિસાબની બાકી બાબતના.

(૨) બેરસિયત મિલકતના આખા અથવા થોડા હિસ્સાની બાબતના અથવા વસિયતનામાની રૂએ મળતી બક્ષિસ (લીગસી)ના આખા અથવા તો થોડા ભાગની બાબતના.

(૩) તાજ અથવા તો કોઈ સ્થાનિક સંસ્થા અથવા તો તાજના કોઈ અમલદાર અથવા નોકર અથવા તો સ્થાનિક સંસ્થાના સભ્ય, અમલદાર અથવા નોકર, હોદ્દેદાર તરીકે, એ બધાના તરફથી અથવા એ બધાની વિરુદ્ધના.

(૪) સગીર કે દીવાના તરફથી અથવા તેમની વિરુદ્ધના.

(૫) જે તકરાર અથવા બાબત એવી હોય, જેને માટેનો દાવો અથવા અરજી મહેસૂલી અદાલત સાભળી શકે એમ હોય તેના.

ગામ અદાલત ચલાવી શકે તેવા ગુના

૪૧. નીચેના બધા અથવા અમુક ગુનાઓની ચોકસી કરવાનો તથા તે ચલાવવાનો અધિકાર કલમ ૩૭ પ્રમાણે ગામ અદાલતને આપી શકાશે;

(એ) ઇન્ડિયન પીનલ કોડની નીચેની કલમોની રૂએ:

૨૬૯. જિંદગીને જોખમકારક હોય તેવા કોઈ રોગોનો ચેપ પ્રસરવાનો સંભવ હોય તેવુ કોઈ પણ કામ બેદરકારીથી કરવું

૨૭૭. સાર્વજનિક ઝરા અથવા જળાશયનુ પાણી બગાડવુ.

૨૮૩. કોઈ પણ સાર્વજનિક રસ્તાને જોખમ; અડચણ, કે નુકસાન કરવું.

૩૨૩. જાણી જોઈને ઈજા કરવી.

૩૫૨. ગંભીર અને એકાએક ઉશ્કેરાટ સિવાય હુમલો કરવો અને સાપરાધ બળ વાપરવું.

૩૫૮. ગંભીર અને એકાએક ઉશ્કેરાટને પ્રસંગે હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું.

૩૭૯. ચોરાયેલી મિલકતની કિંમત રૂ. ૨૦) કરતાં વધારે ન હોય તેવી ચોરી કરવી.

૪૨૬. જેમાં ખોટ અથવા નુકસાનીની કિંમત રૂ. ૨૦) થી વધારે ન હોય તેવો બગાડ કરવો.

૪૪૭. સાપરાધ પ્રવેશ કરવો.

૪૪૮. ગૃહપ્રવેશ કરવો.

૪૬૧. જેમાં કંઈ મિલકત હોય અથવા હોવાનું માનવામાં આવતું હોય તેવી કોઈ બંધ પેટીને અપ્રમાણિકપણે તોડવી કે ખોલી નાખવી.

૫૦૪. સુલેહ-ભંગ કરવાના ઇરાદાથી, જાણીજોઈને અપમાન કરવું.

(સી) સને ૧૮૭૧ના કેટલ ટ્રેસપાસ એક્ટની કલમ ૨૪ મુજબ: ઢોરને પકડવા સામે બળજબરી વાપરવી અથવા પકડેલા ઢોરને છોડી જવું.

ટિપ્પણ: કેટલ ટ્રેસપાસ એક્ટની ૨૪મી કલમ આ પ્રમાણે છે: આ કાયદા મુજબ પકડવાને પાત્ર એવા કોઈ ઢોરને પકડવામાં જે બળજબરીથી વિરોધ કરશે અને પકડીને ડબામાં પૂર્યા પછી અથવા ડબામાં પૂરવા માટે લઈ જતો માણસ, જે આ કાયદાથી આપવામાં આવેલી સત્તા મુજબ વર્તતો હશે તેની પાસેથી જે છોડી જશે તેને મૅજિસ્ટ્રેટ આગળ ગુનો સાબિત થતાં છ માસથી વધુ નહિ એવી કેદની સજા અથવા રૂા. ૫૦૦થી વધુ નહિ એવી દંડની સજા અથવા બંને જાતની સજા થશે

(ડી) આ કાયદાની રૂએ શિક્ષાપાત્ર ગણાતા પેટા કાયદાઓનો ભંગ કરવો. જોકે, ચોરીના કોઈ પણ ગુનાની બાબતનો મુકદ્દમો ગામ અદાલત ચલાવી શકશે નહિ, સિવાય કે, આરોપીને પકડવામાં આવ્યો હોય અથવા તેને ઓળખી કાઢવામાં આવ્યો હોય અને તેનું નામ જાણવામાં આવ્યું હોય.

૪૨. ઇંડિયન પીનલ કોડની કલમ ૩૭૯ મુજબ શિક્ષાપાત્ર હોય એવા કોઈ પણ ચોરીના ગુનાની ચોકસી ગામ અદાલત કરી શકશે નહિ, જેમાં આરોપી, ચોરીના ગુના માટેના અમુક આરોપીઓના કેસ ગામ અદાલત ચલાવી નહિ શકે.

(એ) ઇંડિયન પીનલ કોડના પ્રકરણ ૧૨ અથવા ૧૭ મુજબ ત્રણ વર્ષ કે તેથી વધારે મુદતની કોઈ પણ પ્રકારની કેદની સજાને પાત્ર હોય તેવા કોઈ ગુના માટે પહેલાં અપરાધી ઠર્યો હોય;

(બી) અગાઉ કોઈ પણ પંચાયતે ચોરીને માટે જેનો દંડ કર્યો હોય;

(સી) સને ૧૯૨૪ના ક્રિમિનલ ટ્રાઈબ્સ ઍક્ટની કલમ ૪ મુજબ કોઈ પણ ગુના કરનારી જાતિનો નોંધાયેલો ઇસમ હોય; અથવા

(ડી) સને ૧૮૯૮ના ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૧૦૯ અથવા કલમ ૧૧૦ મુજબ ચાલેલા કામમાં સારી ચાલચલગત માટેના જેના જામીન લેવામાં આવ્યા હોય.

ટિપ્પણ: ઇંડિયન પીનલ કોડના ૧૨મા પ્રકરણમાં સિક્કા તથા સરકારી સ્ટામ્પને લગતા ગુનાની તપસીલ છે

ઇંડિયન પીનલ કોડના ૧૭મા પ્રકરણમાં (૧) ચોરી, (૨) ધમકી આપીને કે ડર બતાવીને મિલકત પડાવી લેવી, (૩) લૂંટ, (૪) ધાડ અને હથિયારબંધ

રૂ ૮, (૫) મિલકતનો ગુનાહિત ગેરઉપયોગ, (૬) ગુનાહિત વિશ્વાસઘાત, (૭) ચોરીનો માલ રાખવો, (૮) છેતરપિંડી, (૯) ખોટા દસ્તાવેજ બનાવવા, (૧૦) મિલકતને ગુનાહિત નુકસાન પહોંચાડવુ, (૧૧) ગુનાહિત પ્રવેશ, એવા મિલકતને લગતા ગુનાની તપસીલ છે

ક્રિમિનલ પ્રોસીજર કોડની ૧૦૯મી કલમમા રખડતા અથવા શકદાર ઇસમો પાસેથી જમીન લેવાનો પ્રબધ છે અને ૧૧૦ની કલમમા ટેવાયેલા ગુનેગારોના સારી ચાલચલગતના જામીન લેવાનો પ્રબધ છે

સરકારી નોકરો તરફના અથવા તેમની વિરુદ્ધના ગુનાઓ ગામ અદાલત ચલાવી શકે નહિ

૪૩ પચાયતવાળુ ગામ જે જિલ્લામા આવેલુ હોય તે જિલ્લામા કામ કરતો પબ્લિક સર્વન્ટ જ્યારે કલમ ૪૧મા નિર્દેશેલા ગુનાઓમા ફરિયાદી કે તહોમતદાર હોય ત્યારે તેવા ગુનાની ચોકશી ગામ અદાલત કરી શકશે નહિ

જોકે, જ્યા પેટા કાયદાના ઉલ્લઘનને લગતો ગુનો હોય ત્યા ફરિયાદી પબ્લિક સર્વન્ટ હોય તેથી તેની ચોકશી કરવામા ગામ અદાલતને કોઈ પણ જાતનો પ્રતિબધ નથી

ટિપ્પણ : પબ્લિક સર્વન્ટ ઇન્ડિયન પીનલ કોડની કલમ ૨૧મા પબ્લિક સર્વન્ટ કોને ગણવા તેની યાદી આપી છે જોકે કોઈ જગ્યાએ તેની વ્યાખ્યા આપવામા આવી નથી બધા પબ્લિક સર્વન્ટ સરકારી નોકર નથી હોતા તેમ બધા સરકારી નોકરો પબ્લિક સર્વન્ટ નથી ગણાતા પબ્લિક સર્વન્ટની વ્યાખ્યા બાધવી હોય તો એવી બાધી શકાય કે જે કોઈ વ્યક્તિને કાયદાની રૂએ કાઈ પણ સાર્વજનિક ફરજ બજાવવાનુ સોપવામા આવ્યુ હોય, પછી તે પગારદાર હોય કે નહિ તે પબ્લિક સર્વન્ટ કહી શકાય

ગામ અદાલત તરફથી થયેલી સજા અગાઉ થયેલી સજા તરીકે નહિ ગણાય

૪૪. આ કાયદા મુજબ ગામ અદાલતે જે સજા કરી હશે તે ઇન્ડિયન પીનલ કોડની કલમ ૭૫ના હેતુઓ માટે અગાઉ થયેલી સજા તરીકે ગણાશે નહિ

વધારેમા વધારે સજા

૪૫. (૧) કલમ ૪૧મા દર્શાવેલા ગુનાઓ માટે ગામ અદાલત વધારેમા વધારે નીચે મુજબની સજાઓ કરી શકશે

(એ) ઇન્ડિયન પીનલ કોડ અનુસાર

રૂા ૧૦)થી વધારે નહિ તેટલો દડ, અથવા તો ગયેલી ખોટ કે નુકસાનીથી બમણી, પણ રૂ ૨૦) સુધીની રકમ

(બી) ૧૮૭૧ના કેટલ ટ્રેસપાસ એક્ટની કલમ ૨૪ મુજબ

રૂા. ૫)થી વધારે નહિ તેટલો દડ, અને

(સી) આ કાયદા અનુસાર શિક્ષાપાત્ર ઠરાવેલા પેટા કાયદાના ભગ માટે

રૂા ૧૦)થી વધુ નહિ એટલો દડ અથવા કલમ ૧૦૯ની પેટાકલમ ૩મા ઠરાવ્યા મુજબ ચાલુ ભગ માટે રોજનો રૂ ૧ દડ

(૨) મુખ્ય શિક્ષા તરીકે, અથવા દડ ન ભરવા બદલ, કોઈ પણ ગામ અદાલત કેદની અથવા તો ફટકાની સજા કરી શકશે નહિ

૪૬. પ્રાંતિક સરકાર સરકારી ગેઝેટમાં જાહેર કરીને નીચે મુજબની વધારેમાં વધારે સજા કરવાની સત્તા કોઈ અમુક ગામ અદાલતને આપી શકશે.

અમુક ગામ અદાલતને વધારે સજા કરવાની સત્તા આપવાનો પ્રાંતિક સરકારનો અધિકાર

(એ) કલમ ૪૧માં દર્શાવેલી ઇન્ડિયન પીનલ કોડની કલમો નીચે:
રૂા. ૨૦)થી વધારે ન હોય તેટલો અથવા તો થયેલા નુકસાન કે ખોટથી બમણી રકમ; એ બેમાંથી જે વધારે હોય તેટલો દંડ

(બી) ૧૮૭૧ના કેટલ ટ્રેસપાસ ઍક્ટની કલમ ૨૪ નીચે:
રૂા. ૧૦)થી વધારે ન હોય તેટલો દંડ.

૪૭. કલમ ૪૫ કે ૪૬ મુજબ કંઈ પણ દંડ કરતી વખતે ગામ અદાલત એમ સૂચવી શકશે કે વસૂલ કરેલો આખો દંડ અથવા તો તેનો અમુક ભાગ —

ફરિયાદીઓને બદલો

(એ) સદરહુ ફરિયાદમાં ફરિયાદીએ યોગ્ય રીતે કરેલા ખર્ચ બદલ તેને મજરે આપવામાં આવે; અથવા

(બી) ગુનાને લીધે કોઈ શખસને થયેલા કોઈ પણ વાસ્તવિક નુકસાન કે ખોટના બદલારૂપે મજરે આપવામાં આવે.

૪૮. જો કોઈ ગામ અદાલતને તપાસ પછી ખાતરી થાય કે તેની સમક્ષ આણવામાં આવેલી કોઈ ફરિયાદ ખોટી, નકામી અથવા તો પજવણી ખાતરની છે, તો સદરહુ ગામ અદાલત પોતાને યોગ્ય લાગે તે મુજબ રૂા. ૫)થી વધારે નહિ તેટલો બદલો તહોમતદારને આપવા માટે ફરિયાદીને હુકમ કરી શકશે.

ખોટી અથવા નકામી ફરિયાદ માટે તહોમતદારને બદલો

૪૯. ગુનો કરતી વખતે જે તરુણ ગુનેગાર ગામ અદાલતના અભિપ્રાય મુજબ ૧૬ વરસથી નીચેની ઉંમરનો હોય તેને કંઈ પણ સજા કરવાને બદલે સદરહુ ગામ અદાલત પૂરતો ઠપકો આપીને છોડી મૂકી શકશે.

તરુણ ગુનેગારો

૫૦. ગામ અદાલતનો કોઈ સભાસદ કોઈ દાવા કે ફરિયાદમાં પક્ષકાર હોય અથવા તેમાં હિતસંબંધ ધરાવતો હોય ત્યારે ગામ અદાલત સદરહુ દાવો કે ફરિયાદ ચલાવતી હોય ત્યારે ગામ અદાલતમાં બેસી શકશે નહિ

હિતસંબંધ ધરાવતા સભાસદોએ ગામ અદાલતમાં બેસવું નહિ

ગામ અદાલતનો અમુક સભાસદ કોઈ દાવા કે ફરિયાદમાં પક્ષકાર છે અથવા હિતસંબંધ ધરાવનાર છે કે નહિ, તેને લગતી તકરાર સદરહુ દાવા કે ફરિયાદના કોઈ પણ પક્ષકારની લેખી અરજીથી કલેક્ટરને અથવા આ કામ માટે તે અધિકાર આપે તે અમલદારને નિર્ણય માટે મોકલવામાં આવશે. કલેક્ટર અથવા આવા અમલદારનો નિર્ણય છેવટનો ગણાશે.

૫૧. (૧) એના એ જ પક્ષકારો વચ્ચે અથવા જેમના વતી તેઓ દાવો કરતા હોય તેમની વચ્ચે અગાઉ મંડાયેલો દાવો યોગ્ય અધિકારવાળી કોર્ટ આગળ ચાલતો હોય અથવા તો એવી કોર્ટે તે સાંભળીને તેનો ફેંસલો આપી દીધો હોય, તેવો કોઈ પણ દાવો અથવા તો એવી કોઈ બાબતનો મુદ્દો ગામ અદાલત ચલાવી શકશે નહિ.

ચૂકવાઈ ગયેલા અથવા ચાલુ હોય એવા દાવા અને ફરિયાદો

(૭) જ્યારે કોઈ આરોપી ઉપર કોઈ પણ ગુના માટે મુકદ્દમો ચાલી ગયો હોય, ત્યારે આવા ગુનાની, અથવા તો જે હકીકતને આધારે આરોપી ઉપર બીજા કોઈ ગુનાનું તહોમત મૂકી શકાયું હોત અથવા સજા ફરમાવી શકાઈ હોત, તેવી હકીકતની ચોકસી ગામ અદાલત કરી શકશે નહિ.

દાવામાં પૂરી દાદ આવી જવી જોઈએ

૫૨. ગામ અદાલતની સમક્ષ માંડવામાં આવેલા દાવામાં તકરારી બાબતના સંબંધમાં વાદીને જેટલી દાદ માગવાનો અધિકાર હોય તે તમામ દાદનો સમાવેશ થવો જોઈશે, પણ પોતાના દાવાને ગામ અદાલતની હકૂમત નીચે લાવવા માટે પોતાની દાદનો અમુક ભાગ તે છોડી દઈ શકશે

જો કોઈ પણ વાદી ઇરાદાપૂર્વક પોતાની દાદનો કોઈ પણ ભાગ દાવામાં દાખલ નહિ કરે અથવા જતો કરશે તો તેવી રીતે નહિ દાખલ કરેલા અથવા જતા કરેલા ભાગ માટે તે પાછળથી દાવો લાવી શકશે નહિ

દાવા અને ફરિયાદો માટેની મુદત

૫૩. (૧) દાવો કરવાનો હક પ્રથમ ઉત્પન્ન થયાની તારીખથી એક વરસની મુદત વીતી ગયા બાદ ગામ અદાલત કોઈ પણ દાવો લઈ શકશે નહિ

(૨) ગુનો થયાની તારીખથી એક માસ વીત્યા બાદ ગામ અદાલત કોઈ પણ ફરિયાદની ચોકસી કરી શકશે નહિ

કઈ ગામ અદાલતની સમક્ષ દાવો માંડવો

૫૪. આ કાયદા અનુસારનો કોઈ પણ દાવો, દાવાનું કારણ ક્યાં ઊભું થયું છે તે ધ્યાનમાં ન લેતાં, પ્રતિવાદી, અથવા જ્યારે એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે દરેક પ્રતિવાદી, દાવો દાખલ કરતી વખતે જે ગામમાં રહેતો હોય તે ગામની ગામ અદાલત સમક્ષ કરવો જોઈશે

કઈ ગામ અદાલત સમક્ષ ફરિયાદ કરવી

૫૫. જે ગામમાં ગુનો થયો હોય તે ગામની ગામ અદાલત સમક્ષ, આ કાયદા અનુસારની બધી ફરિયાદો દાખલ કરવામાં આવશે

ફરિયાદો પાછી મોકલવા વિષે

૫૬. ગામ અદાલત જેની ચોકસી કરી શકે તેવો ગુનો જેથી થતો હોય તેવી હકીકતની અરજી પોતાને મળ્યેથી કોઈ પણ મૅજિસ્ટ્રેટ સઘળી અરજીને, તે ચલાવવાને યોગ્ય હોય તેવી ગામ અદાલત સમક્ષ રજૂ કરવા માટે પાછી મોકલશે, સિવાય કે તેમ નહિ કરવાં માટે મૅજિસ્ટ્રેટને ખાતરી થાય તેવાં કારણો બતાવવામાં આવે

દાવા તથા ફરિયાદોમાં અદાલતોની હકૂમત ને બાધ

૫૭. ચાલુ અમલમાં હોય તેવા કોઈ પણ કાયદાઓમાં કઈ પણ મજકૂર હોય તે છતાં, કોઈ પણ કોર્ટ, કલમ ૫૬માં દર્શાવેલી શરત બાદ કરતાં, કલમ ૩૯માં દર્શાવેલા કોઈ પણ દાવા પોતાને ત્યાં દાખલ કરી શકશે નહિ, અથવા કલમ ૪૧માં દર્શાવેલી કોઈ પણ ફરિયાદની ચોકસી કરી શકશે નહિ, સિવાય કે ડિસ્ટ્રિક્ટ કોર્ટ અથવા તો ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ, કલમ ૭૭ અથવા તો કલમ ૮૭ અનુસાર તેમ કરવાનો લેખી હુકમ આપે

*જે ગામમાં ગામ અદાલત હોય તેને સને ૧૮૬૭ના મુંબઈના કાયદાની ૧૪મી કલમ લાગુ પડશે નહિ*

૫૮. જે ગામમાં ૩૭મી કલમ અનુસાર ગામ અદાલત રચવામાં આવી હશે, ત્યાં સને ૧૮૬૭ ના મુંબઈના વિલેજ પોલીસ એક્ટમાં ગમે તે મજકૂર હોય તે છતાં પણ તે કાયદાની કલમ ૧૪ (એ), ૧૫ અને ૧૬ (એ) લાગુ પડશે નહિ.

**ટિપ્પણ:** સને ૧૮૬૭ ના મુંબઈના વિલેજ પોલીસ એક્ટની કલમ ૧૪ પ્રમાણે પોલીસપટેલ પોતાના હોદ્દાની રૂએ કેટલાક ન્યાયપ્રકરણી અધિકારો વાપરી શકે છે. પણ જે ગામમા ગામ અદાલત સ્થપાય ત્યાં આવા અધિકારો વાપરવાની જરૂર રહેતી નથી.

*હોદ્દાની મુદત પૂરી થાય ત્યારે ગામ અદાલત સમક્ષ ચાલુ હોય તેવા મુકદ્દમા વિષે*

૫૮ એ જૂની અદાલતની હોદ્દાની મુદત પૂરી થવાથી, નવી રચાયેલી ગામ અદાલત અથવા કલમ ૧૦૬ અનુસાર ચાલુ અદાલત બરખાસ્ત થવાથી નવી રચાયેલી ગામ અદાલત, આવી રીતે મુદત પૂરી થયાની તારીખે અથવા આવી રીતે બરખાસ્ત થયાની તારીખે, આગલી અદાલત સમક્ષ જે દાવા, ફરિયાદો, કે બીજાં કામકાજ ચાલતાં હશે તે બધાં સાંભળી અને ચૂકવી શકશે.

જોકે, આવા બધા દાવા, ફરિયાદો તથા કામોની સુનાવણી, જાણે કે સદરહુ દાવા, ફરિયાદો અને કામો નવી રચાયેલી ગામ અદાલત સમક્ષ જ મંડાયા હોય તેવી રીતે નવેસરથી શરૂ થશે.

## પ્રકરણ ૭

### દાવા તથા ફરિયાદોને અંગે પંચાયતોનો વહીવટ

*દાવા અને ફરિયાદો; શી રીતે માંડવા*

૫૯. આ કાયદા મુજબ જે કોઈ શખસને ગામ અદાલત સમક્ષ કોઈ પણ દાવો કે ફરિયાદ માંડવી હોય તો તેણે પ્રમુખને અથવા તે જો ગામમાં હાજર ન હોય તો પ્રમુખે જેને આ કામ માટે નીમ્યો હોય તેવા ગામ અદાલતના બીજા સભ્યને મોઢેથી અથવા લેખી અરજી કરવી જોઈશે અને તેની સાથે જ ઠરાવેલી ફી ભરવી જોઈશે.

*અરજીના મુદ્દાની નોંધ*

૬૦. ઠરાવેલા પત્રકમાં અરજીનો મુદ્દો વગર વિલંબે નોંધી લેવામાં આવશે અને તે પત્રકમાં અરજદારની સહી અથવા અંગૂઠાની છાપ લેવામાં આવશે; અને તે પત્રકમાં પ્રમુખ અથવા તેની ગેરહાજરીમા કલમ ૫૯ મુજબ અધિકાર ધારણ કરતા સભ્ય પોતાની સહી કરશે.

*વાદી અથવા ફરિયાદીએ ત્યાર પછીની ગામ અદાલતની બેઠકમાં હાજર રહેવું જોઈશે*

૬૧. કલમ ૫૯ મુજબ દાખલ થયેલો દાવો કે ફરિયાદ ગામ અદાલતની ત્યાર પછીની બેઠક આગળ રજૂ કરવામાં આવશે. અને વાદી કે ફરિયાદી, જે હશે તેને, અરજી વખતે સદરહુ બેઠકના નક્કી કરેલા સમય અને સ્થળની ખબર આપવામાં આવશે; અને તે સમયે અને સ્થળે હાજર રહેવાની તેને સૂચના આપવામાં આવશે.

**પ્રતિવાદી અથવા તહોમતદાર ઉપર સમન્સ**

૬૨. અરજી સાંભળી લીધા પછી ગામ અદાલત ઠરાવેલા નમૂના પ્રમાણે પ્રતિવાદી અથવા તહોમતદાર, જે હોય તેના ઉપર લખી સમન્સ કાઢશે, જેમાં દર્શાવેલ સમયે અને સ્થળે હાજર રહીને પોતાનો પુરાવો રજૂ કરવાનું તેને જણાવવામાં આવશે અને તેની સાથે જ તે જ સમયે અને સ્થળે વાદી અથવા ફરિયાદીને હાજર રહેવાની અને પોતાનો પુરાવો રજૂ કરવાની સૂચના આપવામાં આવશે.

જોકે, ગામ અદાલતને અરજી સાંભળ્યા પછી, અને વાદી અથવા ફરિયાદીને તપાસી લીધા પછી, તે માટેના કારણો નોંધીને, સમન્સ કાઢવાની ના પાડવાનો તથા દાવો કે ફરિયાદ કાઢી નાખવાનો અધિકાર છે.

**સમન્સ કોણ બજાવે**

૬૩. આવા સમન્સ સામાન્ય રીતે ગામના પટેલ અથવા મુખી મારફત બજાવવામાં આવશે. જે ગામમાં મુલકીપટેલ અને પોલીસપટેલ એમ બે પટેલ હશે ત્યાં દાવાને લગતો સમન્સ મુલકીપટેલ, અને ફરિયાદને લગતો સમન્સ પોલીસપટેલ બજાવશે.

જોકે, ગામ અદાલત બીજા કોઈ પણ શખસ મારફત પણ સમન્સ બજાવરાવી શકશે.

**સમન્સ બજાવવાની રીત**

૬૪. સમન્સ ઉપર ગામ અદાલતના પ્રમુખની સહી હશે અને તેની બે નકલો કાઢવામાં આવશે. બની શકે ત્યાં સુધી પ્રતિવાદી કે તહોમતદાર ઉપર તે રૂબરૂ બજાવવામાં આવશે, અને તે બજાવ્યાના પ્રમાણ તરીકે તેમની સહી અથવા અંગૂઠાની છાપ લેવામાં આવશે. જો પ્રતિવાદી કે તહોમતદાર ન જડે અને ગામ અદાલતને ખાતરી થાય કે તે બજાવણી ટાળે છે, અથવા તો તે સમન્સ સ્વીકારવાની ના પાડે તો તેની સાથે રહેતા તેના કુટુંબના બીજા કોઈ પુખ્ત ઉંમરના મરદ ઉપર અથવા તે સામાન્ય રીતે રહેતો હોય તે ઘરના એકદમ દેખાઈ આવે એવા ભાગ ઉપર એક નકલ ચોટાડીને સમન્સ બજાવવાનો હુકમ ગામ અદાલત કરી શકશે.

**ગામ બહાર સમન્સ બજાવવાની રીત**

૬૫. સમન્સ કાઢતી વખતે જો પ્રતિવાદી અથવા તહોમતદાર પંચાયતના ગામની બહાર હોય તો ગામ અદાલત તે સમન્સ કલેક્ટરને અથવા તો આ કામ માટે જેને કલેક્ટરે અધિકાર આપ્યો હોય તેવા મામલતદારના દરજ્જાથી ઊતરતા ન હોય તેવા અમલદારને મોકલી શકશે, અને કલેક્ટર કે મંજૂર અમલદાર પોતાની જ કોર્ટનો સમન્સ હોય તેની રીતે એ સમન્સ બજાવરાવશે.

**દાવામાં ગામ અદાલત સમક્ષ હાજર રહેવામાંથી મુક્તિ**

૬૬. (૧) દેશની રૂઢિ અને રીતરિવાજ પ્રમાણે જાહેરમાં હાજર થવાની જેમને ફરજ ન પાડવી જોઈએ તેવી સ્ત્રીઓને કોઈ પણ દાવામાં ગામ અદાલત સમક્ષ જાતે હાજર થવામાંથી મુક્તિ આપવામાં આવશે.

(૨) સને ૧૯૦૮ના સિવિલ પ્રોસીજર કોડની કલમ ૧૩૩ મુજબ કોઈ પણ કોર્ટમાં જાતે હાજર રહેવામાંથી મુક્ત હોય તેવા શખસો પણ ગામ અદાલત સમક્ષ કોઈ પણ દાવામાંથી જાતે હાજર રહેવામાંથી મુક્ત ગણાશે.

**ટિપ્પણ**: સિવિલ પ્રોસીજર કોડની કલમ ૧૩૩ પ્રમાણે સિંધ સમેત મુંબઈ ઇલાકાની દીવાની અદાલતોમાંથી 'જાતે હાજર રહેવામાંથી જેમને મુક્તિ મળેલી છે તેમની યાદી':

૧. અમદાવાદના ગોસાંઈજી મહારાજ શ્રીમાન ગોસ્વામી શ્રી. મધુસૂદનલાલજી મજરાયજી; ૨. અમદાવાદના સ્વામીનારાયણ મંદિરના આચાર્ય શ્રી. વાસુદેવપ્રસાદ પુરુષોત્તમપ્રસાદ; ૩. સુરતના રાજદ્વારી પેન્શનર મીર મુઝફ્ફર હુસેનખાન; ૪. સુરતના વહોરા કોમના મોટા મુલ્લાંજી સયદુના તાહેર સૈફુદીન; ૫. નાથદ્વારાના ટિકાયત મહારાજ શ્રીમાન ગોસ્વામી શ્રી ૧૦૮ ગોવર્ધનલાલજી; ૬. શ્રીમંત પ્રતાપસિંહ ઉર્ફે ભાઉસાહેબ ભોંસલે, સતારાના પહેલા વર્ગના સરદાર; ૭. ગદગ અને દાંબલની લિંગાયત કોમના મુખ્ય આચાર્ય શ્રીમાન નિરંજન જગદ્ગુરુ; ૮. સાધ બેલાની ગાદીના મહંત; ૯. ઔંધના નરેશ, પહેલા વર્ગના સરદાર; ૧૦. સુરતના મોટા મંદિરના મહારાજ; ૧૧. સુરતના નવાબ ખાનદાનના વડા; ૧૨. મૂંડર્ગીની લિંગાયત કોમના મુખ્ય આચાર્ય; ૧૩. ફલટણના રાજા; ૧૪. ધરમપુરના રાજા; ૧૫. કોલ્હાપુરના દેવાસ (વડા)નાં મહારાણી નામદારશ્રી અક્કાસાહેબ મહારાજ; ૧૬. સતારાનાં શ્રીમંતી તારાબાઈ રાણીસાહેબ; ૧૭. ગૌડ સારસ્વત બ્રાહ્મણોના સ્વામી શ્રી. પૂર્ણાનંદ સરસ્વતી સ્વામી.

આ ઉપરાંત દેશની રૂઢિ અને રીતરિવાજો પ્રમાણે જે સ્ત્રીઓને જાહેરમાં હાજર થવાની ફરજ ન પાડવી જોઈએ તેમને પણ સિવિલ પ્રોસીજર કોડ પ્રમાણે હાજર રહેવામાંથી મુક્તિ આપવામાં આવે છે.

આવી રીતે જેમને હાજર રહેવામાંથી મુક્ત ગણવામાં આવે તેમની તથા જેઓ માંદગી કે અપંગતાને કારણે અદાલતમાં હાજર ન થઈ શકે તેમ હોય તેમની જુબાની કોઈ પણ દાવામાં આવશ્યક હોય તો પંચ મોકલીને અથવા પ્રશ્નાવલિ મોકલીને લેવામાં આવે છે.

૬૭. (૧) જો ગામ અદાલતને લાગે કે અમુક માણસનો પુરાવો અથવા અમુક દસ્તાવેજની રજૂઆત કોઈ દાવા કે ફરિયાદમાં જરૂરી છે તો તે સદરહુ શખસને હાજર રહેવાની અથવા સદરહુ દસ્તાવેજ રજૂ કરવાની અથવા કરાવવાની ફરજ પાડતો સમન્સ કાઢી શકશે, અને સદરહુ શખસ સમન્સમાં આપેલી સૂચનાઓ અનુસાર વર્તવાને બંધાયેલો ગણાશે. એવો સમન્સ આગળ ઠરાવેલા નમૂનામાં અને ઠરાવેલી રીતે બજાવવો જોઈશે. સાક્ષીઓ ઉપર સમન્સ

(૨) ગામ અદાલત સાક્ષી ઉપર સમન્સ કાઢવાની, અથવા અગાઉ કાઢેલા સમન્સનો અમલ કરવાની ના પાડી શકશે, જ્યારે તેના અભિપ્રાય મુજબ, સંજોગો જોતાં ગેરવાજબી ગણાય એટલા વિલંબ, ખર્ચ કે અગવડ વિના સાક્ષીની હાજરી મેળવી શકાય એમ ન હોય.

(૩) કોઈ પણ ગામ અદાલત પોતાના ગામની બહાર રહેતા કોઈ પણ શખસને શાહેદી આપવા અથવા દસ્તાવેજ રજૂ કરવા હાજર થવાની ફરજ પાડશે નહિ; સિવાય કે, તેને વાજબી ખર્ચ આપવા માટે ગામ અદાલતને યોગ્ય લાગે તેટલી રકમ ગામ અદાલત પાસે અનામત મૂકવામાં આવે; અને જો કલેક્ટરના અથવા તો કલમ ૬૫ પ્રમાણે અધિકાર પામેલા અમલદારના અભિપ્રાય

મુજબ સદરહુ દાવો કે ફરિયાદના યોગ્ય ચુકાદા માટે આવા કોઈ શખસની હાજરીની જરૂર ન હોય તો સદરહુ કલેકટર કે અમલદાર સદરહુ સમન્સને, તે મુજબના પોતાના શેરા સહિત ગામ અદાલતને પાછો મોકલશે

(૪) સને ૧૮૭૨ના ઇન્ડિયન એવિડન્સ એક્ટ અથવા તો તે સમયે અમલમા હોય તેના બીજા કોઈ પણ કાયદા મુજબ કોઈ પણ માણસને જે પુરાવો આપવાની અથવા તો વાતચીત કે કાગળપત્ર પ્રગટ કરવાની પરવાનગી આપી શકાય નહિ, તેવો પુરાવો આપવાની અથવા તેવી વાતચીત કે કાગળપત્ર પ્રગટ કરવાની કોઈ પણ ગામ અદાલત તે માણસને ફરજ પાડી શકશે નહિ

ટિપ્પણુ. સને ૧૮૭૨ના ઇંડિયન એવિડન્સ એક્ટની નીચેની કલમો મુજબ અમુક અમુક માણસોને પુરાવો આપવાની પરવાનગી મળી શકતી નથી, અથવા પુરાવો જાહેર કરવાની ફરજ પાડી શકાતી નથી

૧૨૧ કોઈ પણ જજ અથવા મૅજિસ્ટ્રેટને, પોતે જેને આધીન હોય તેવી કોર્ટના ખાસ હુકમ સિવાય, આવા જજ અથવા મૅજિસ્ટ્રેટ તરીકે કોર્ટમાના પોતાના વર્તન વિષેના સવાલોના જવાબ આપવાની ફરજ પાડી શકાશે નહિ, પરતુ પોતે જજ અથવા મૅજિસ્ટ્રેટ તરીકે કામ કરતો હોય ત્યારે તેની હાજરીમા બનેલી બીજી બાબતો વિષે તેનો પુરાવો લઈ શકાશે

૧૨૨ કોઈ પણ પરણેલ વ્યક્તિને જેની સાથે પોતે પરણેલ હોય તેના તરફથી, તેઓના પરિણીત જીવન દરમ્યાન, કાઈ પણ બાબત કહેવામા આવી હોય તે ખુલ્લી કરવાની ફરજ પાડી શકાશે નહિ

૧૨૩ સરકારના કોઈ પણ કામકાજ બાબતના અપ્રગટ સરકારી દફતરો-માંથી કોઈ પણ પુરાવો આપવાની પરવાનગી કોઈને પણ આપી શકાશે નહિ, સિવાય કે પ્રસ્તુત ખાતાના ઉપરી તરફથી આવો પુરાવો આપવાની પરવાનગી મળી હોય પોતાને યોગ્ય લાગે તે મુજબ આવી પરવાનગી આપવાનો કે નહિ આપવાનો ખાતાના ઉપરીને અધિકાર છે

૧૨૪ કોઈ પણ પબ્લિક ઑફિસરને એક અધિકારી તરીકે ખાનગીમા જે કાઈ કહેવામા આવ્યુ હશે તે ખુલ્લુ કરવાની ફરજ પાડી શકાશે નહિ, જ્યારે તેને એમ લાગે કે આવી રીતના ખુલ્લા પાડવાથી સાર્વજનિક હિતને નુકસાન થાય એમ છે.

૧૨૫ કોઈ પણ મૅજિસ્ટ્રેટ અથવા પોલીસ અમલદારને, ગુનો થયાની માહિતી પોતાને ક્યાથી મળી, એ કહેવાની ફરજ પાડી શકાશે નહિ, અને કોઈ પણ મહેસૂલી અમલદારને સરકારી મહેસૂલ બાબતનો ગુનો થયાની માહિતી ક્યાંથી મળી એ કહેવાની ફરજ પાડી શકાશે નહિ

ખુલાસો : આ કલમ મુજબ મહેસૂલી અમલદાર તેને ગણવામા આવશે જેને સરકારી મહેસૂલની કોઈ પણ શાખામા કામ કરવાને રોકવામા આવેલ હોય

૧૨૬ કોઈ પણ બૅરિસ્ટર, એટર્ની, પ્લીડર અથવા વકીલને, પોતાના અસીલના તરફથી બૅરિસ્ટર, પ્લીડર, એટર્ની અથવા વકીલ તરીકે રોકવા માટે અને રોકાણ દરમ્યાન જે કાંઈ કહેવામા આવ્યુ હોય તે, અસીલની ખાસ સમતિ સિવાય, કોઈ પણ વખતે, જાહેર કરવા દેવામા આવશે નહિ, અથવા

વકીલ તરીકે રોકવા માટે તથા રોકાણ દરમ્યાન કોઈ પણ દસ્તાવેજ, જે તેના
જાણવામાં આવ્યો હોય, તેનો કોઈ પણ મજકૂર અથવા કોઈ પણ શરત, કહેવા
દેવામા આવશે નહિ; અથવા આવી રીતે રોકવા માટે તથા રોકાણ દરમ્યાન
પોતાના અસીલને તેણે જે સલાહ આપી હશે તે પ્રગટ કરવા દેવામા
આવશે નહિ:

જોકે, આ કલમમાનો કોઈ પણ મજકૂર એવી હકીકત ખુલ્લી પાડતા
રોકી શકશે નહિ, જે હકીકત:

(૧) કોઈ પણ ગેરકાયદે હેતુની સિદ્ધિને અર્થે કહેવામા આવી હોય.
(૨) બૅરિસ્ટર, પ્લીડર, ઍટર્ની અથવા વકીલના, પોતાના એ
તરીકેના રોકાણ દરમ્યાન એવી હકીકત જોવામાં આવી હોય જે એમ
દર્શાવી આપતી હોય કે પોતાને રોકવામાં આવ્યા ત્યારથી જ કોઈ પણ
ગુનાભરેલું કૃત્ય અથવા દગો થયેલો છે.

આવા બૅરિસ્ટર, પ્લીડર, ઍટર્ની અથવા વકીલનું ધ્યાન અસીલે પોતે
અથવા તેના તરફથી બીજાએ આવી હકીકત તરફ દોર્યું હોય કે ન દોર્યું હોય
તે વસ્તુ અહીં મુદ્દાની નથી.

**ખુલાસો :** આ કલમમા દર્શાવેલી ફરજ રોકાણ પૂરુ થઈ ગયા પછી
પણ ચાલુ રહે છે.

૧૨૭. ૧૨૬મી કલમની શરતો દુભાષિયાઓને તથા બૅરિસ્ટર, પ્લીડર,
ઍટર્ની અને વકીલોના ગુમાસ્તા તથા નોકરોને પણ લાગુ પડે છે

૧૨૮. દાવામાનો કોઈ પક્ષકાર પોતાની મેળે જ અથવા બીજી રીતે એ
દાવામાં પુરાવો આપે, તો તેથી કરીને, કલમ ૧૨૬મા જણાવ્યા મુજબની
આવી જાતની ખુલ્લું પાડવાની બાબતમા તેણે સંમતિ આપી છે એમ ગણાશે
નહિ; અને દાવા અથવા કામકાજનો કોઈ પણ પક્ષકાર આવા બૅરિસ્ટર,
પ્લીડર, ઍટર્ની અથવા વકીલને સાક્ષી તરીકે બોલાવે તો, તે જો આવા
બૅરિસ્ટર, પ્લીડર, ઍટર્ની અથવા વકીલને એવી બાબતો વિષે સવાલ પૂછે, જે
બાબતો આવા સવાલો સિવાય ખુલ્લી કરવાની તેને છૂટ ન હોત, તો જ આવી
જાતની ખુલ્લુ પાડવાની બાબતમા તેણે સંમતિ આપી છે એમ ગણાશે

૧૨૯. કોઈ પણ શખસને, તેની અને તેના કાયદાના ધંધાદારી સલાહ-
કારની વચ્ચે થયેલી ખાનગી વાતચીત જાહેર કરવાની ફરજ પાડવામાં આવશે
નહિ; સિવાય કે તે પોતે સાક્ષી તરીકે જુબાની આપવા બહાર પડે  આવે
પ્રસંગે તેણે આપેલા પુરાવાની, પણ બીજી કોઈ બાબતની નહિ, સમજાતીને
ખાતર કોર્ટને જરૂરી લાગે તેટલી વાતચીત ખુલ્લી પાડવાની ફરજ પાડી શકાશે

૧૩૦. દાવામા પક્ષકાર ન હોય તેવા કોઈ સાક્ષીને, કોઈ પણ મિલકતના
દસ્તપત્રો, અથવા જે દસ્તાવેજની રૂએ પોતે કોઈ પણ મિલકત ધરેણેદાર
અથવા ગીરોદાર તરીકે ધારણ કરતો હોય તેવો કોઈ દસ્તાવેજ, અથવા કોઈ
પણ દસ્તાવેજ જે રજૂ કરવાથી પોતે ફોજદારી ગુનાને પાત્ર થાય એમ હોય,
તે રજૂ કરવાની ફરજ પાડવામા આવશે નહિ; સિવાય કે જે શખસ આવા
દસ્તાવેજો રજૂ કરાવવા ઇચ્છતો હોય તેને અથવા તો જે શખસની મારફત તે
આવી માગણી કરતો હોય તેને આવા દસ્તાવેજો રજૂ કરવાની તેણે લેખી
કબુલત આપી હોય.

૧૩૧ જે દસ્તાવેજો, બીજા કોઈ માણસના કબજામા હોય તો તે રજૂ કરવા એ માણસ ના પાડી શકત, એવા દસ્તાવેજો જે કોઈ પણ માણસના કબજામા હશે તેને તે રજૂ કરવાની ફરજ પાડી શકાશે નહિ સિવાય કે પ્રથમ જણાવેલો માણસ તે રજૂ કરવાની સંમતિ આપે

૧૩૨ કોઈ પણ દાવામા અથવા તો કોઈ પણ દીવાની કે ફોજદારી કામકાજમા મુદ્દાની હોય તેવી બાબત સાથે પ્રસ્તુત હોય તેવી કોઈ પણ બાબત ઉપરના સવાલનો જવાબ નહિ આપવાની છૂટ સાક્ષી એવા કારણસર માગે કે આવા સવાલનો જવાબ આપવાથી પોતે કોઈ ગુનામાં આવી જશે અથવા તો સીધી કે આડકતરી રીતે કોઈ પણ જાતના દંડને અથવા તો મિલકત ગુમાવવાને પાત્ર થાય એવી સ્થિતિમા આવી પડશે, તો તેવી છૂટ કોઈ પણ સાક્ષીને આપી શકાશે નહિ

૬૮. ગામ અદાલત સમક્ષના કોઈ પણ દાવા કે ફરિયાદમાં, કોઈ પણ પક્ષ તરફથી, કોઈ પણ ધારાશાસ્ત્રી, વકીલ, અથવા મુખત્યાર, અને હાઈ-કોર્ટના કોઈ પણ એડવોકેટ અથવા એટર્નીને ઊભા રહેવાની પરવાનગી મળશે નહિ

જોકે, ગામ અદાલતને સંતોષ થાય તેવા વાજબી કારણો બતાવવામાં આવશે તો, કોઈ પણ દાવા કે ફરિયાદમાના કોઈ પણ પક્ષકારને જે શખસ ધારાશાસ્ત્રી, વકીલ, મુખત્યાર, અથવા હાઈકોર્ટનો એડવોકેટ કે એટર્ની હાલમાં અથવા અગાઉ ન હોય તેવા કોઈ સગા, નોકર, આશ્રિત કે મિત્રને સદરહુ પક્ષકારની સાથે અથવા તેને બદલે હાજર રહેવાની પરવાનગી મળી શકશે

જ્યારે કોઈ સગો, નોકર, આશ્રિત કે મિત્ર કોઈ પક્ષકારને બદલે હાજર રહે ત્યારે, તેને કેટલે સુધી કામ કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે તે દર્શાવનારો લેખી અધિકાર પક્ષકાર તરફથી મળવો જોઈશે

દાવા કે ફરિયાદનો ચુકાદો નક્કી થયેલી હકીકતો ઉપર

૬૯. (૧) આ કાયદાની કલમો અને કાનૂનો મુજબ તપાસ ચલાવ્યા બાદ પોતાની સમક્ષના કોઈ પણ દાવા કે ફરિયાદની હકીકતોનો નિર્ણય કરવાની ગામ અદાલતની ફરજ છે

(૨) પુરાવા અથવા વકીલાતની રીત બાબત કોઈ પણ કાયદામા કાંઈ પણ મજકૂર હશે તેથી, ગામ અદાલતની આવી તપાસ કરવાની સત્તાને બાધ આવશે નહિ

(૩) આવી તપાસ કર્યા બાદ આ કાયદાની કલમો મુજબ ઠરાવ્યા પ્રમાણે ફી લઈને અથવા ફી લીધા વગર ગામ અદાલત, પોતાને ન્યાયી અને વાજબી લાગે તેવું હુકમનામું અથવા ફેસલો કરી શકશે. આવા હુકમનામા અથવા ફેસલામા નિર્ણય તથા તેનાં કારણોનું ટૂંક નિવેદન આપવું જોઈશે

ગામ-અદાલતનો ચુકાદો

૭૦. ગામ અદાલતનો ચુકાદો ગામ અદાલતની બેઠકમા હાજર રહેલા બધા સભાસદોના, અથવા આવા સભાસદોની બહુમતીના અભિપ્રાય મુજબનો

હશે જો સભાસદોના મત સરખા થાય તો અધ્યક્ષસ્થાને બેઠેલા શખ્સ બીજો અથવા વધારાનો મત આપી શકશે

૭૧. કોઈ પણ દાવા કે ફરિયાદની સુનાવણીની ગામ અદાલત વખતો વખત મુદત પાડી શકશે — મુદત

જોકે, તેના અભિપ્રાય પ્રમાણે આવી મુદત પાડવાનુ અનિવાર્ય હોવુ જોઈએ અથવા તો દાવા કે ફરિયાદનો ન્યાયી અને વાજબી ચુકાદો લાવવા માટે જરૂરી હોવુ જોઈએ

૭૨. (૧) સુનાવણી માટે નક્કી કરેલા સમય અને સ્થળ જણાવ્યા બાદ જો વાદી કે ફરિયાદી હાજર રહેવામા કસૂર કરશે તો ગામ અદાલત તેની ગેરહાજરીમા દાવો કે ફરિયાદ સાંભળી શકશે — પક્ષકારની ગેરહાજરીમા દાવા કે ફરિયાદનો નિકાલ

(૨) પ્રતિવાદી કે તહોમતદાર ઉપર અગાઉ ઠરાવેલી રીત પ્રમાણે સમન્સ બજાવ્યા પછી, અથવા તેને સુનાવણી માટે નક્કી કરેલ સમય અને સ્થળ જણાવ્યા પછી, ગામ અદાલત કોઈ પણ દાવો કે ફરિયાદ પ્રતિવાદી કે તહોમતદારની ગેરહાજરીમા સાંભળી શકશે અને તેનો ફેસલો આપી શકશે

જોકે, ગામ અદાલત કોઈ પણ તહોમતદારને સજા ફરમાવી શકશે નહિ સિવાય કે તે જાતે અથવા પોતાના પ્રતિનિધિ મારફત હાજર થયો હોય અને નક્કી કરેલા પત્રકમા તેના જવાબનો સાર નોધવામા આવ્યો હોય

(૩) કોઈ પણ તહોમતદાર ઉપર સમન્સની બજાવણી થયા પછી તે જાતે કે પ્રતિનિધિ મારફત હાજર ન થાય તો ગામ અદાલત જિલ્લા મેજિસ્ટ્રેટને અથવા બીજા વર્ગના મેજિસ્ટ્રેટથી ઊતરતા દરજ્જાનો ન હોય તેવા જે અમલદારને જિલ્લા મેજિસ્ટ્રેટ આ બાબતનો અધિકાર આપે તેને અરજ કરી શકશે અને મદદ જિલ્લા મેજિસ્ટ્રેટ અથવા અમલદાર જાણે કે તે પોતે જ મુકદ્દમો ચલાવતી કોર્ટ હોય તેમ તહોમતદારને જાતે અથવા પ્રતિનિધિ મારફત ગામ અદાલત સમક્ષ હાજર રહેવાની ફરજ પાડશે

(૪) જ્યારે પેટા કલમ ૩ મુજબ કોઈ પણ તહોમતદારને ગામ અદાલત સમક્ષ હાજર રહેવાની ફરજ પાડવામા આવી હશે ત્યારે ગામ અદાલત તરત જ તેની કેફિયત નોધી લેશે પછીથી ફરિયાદની સુનાવણી વખતે તેની હાજરી ફરજિયાત ગણાશે નહિ

૭૩. (૧) જ્યારે ગામ અદાલતને સંતોષ થાય તેવી રીતે પુરવાર કરવામા આવે કે કોઈ પણ દાવાનો પૂરેપૂરો અથવા તો તેના અમુક હિસ્સાનો નિકાલ સોગનથી અથવા કાયદેસરની કોઈ કબૂલાત, સમજૂતી અથવા પતાવટથી કરવામા આવ્યો છે ત્યારે ગામ અદાલત આવી કબૂલાત, સમજૂતી અથવા પતાવટ નોધી લેવાનો હુકમ કરશે અને દાવા સાથે તેનો જેટલો સબધ હશે તેટલે સુધી તે અનુસાર હુકમનામુ કરશે — દાવાની સમજૂતી તથા ફરિયાદની માંડવાળ

(૨) ગામ અદાલત કોઈ પણ ફરિયાદની માંડવાળ કરવાની છૂટ આપી શકશે.

જોકે, જ્યારે ગામ અદાલત પેટા કલમ ૧ મુજબ કબૂલાત, સમજૂતી અથવા પતાવટને અનુસરીને હુકમનામું નહિ કરે અથવા પેટા કલમ ૨ મુજબ કોઈ ફરિયાદની માંડવાળ કરવાની છૂટ નહિ આપે, ત્યારે તે પોતાનાં કારણોની લેખી નોંધ કરશે.

પક્ષકારોનું મરણ

૭૪. હુકમનામું થયા પહેલાં દાવાનો કોઈ પણ પક્ષકાર મરણ પામે તો તે દાવો બંધ પડશે; પરંતુ દાવાના તે જ કારણસર નવો દાવો આણી શકાશે; અને કલમ ૫૩માં ઠરાવેલી મુદતનો સમય ગણતી વખતે, દાવો ચાલુ રહ્યાનો સમય બાદ કરવામાં આવશે.

ગામ અદાલત પોતાનો ચુકાદો સુધારી કે ફેરવી શકશે નહિ

૭૫. (૧) નીચે પેટા કલમ ૨માં દર્શાવ્યું છે તે સિવાય, ગામ અદાલતને પોતે કરેલું હુકમનામું અથવા ફેંસલો રદ કરવાની, તેને ફરી તપાસવાની અથવા ફેરવવાની સત્તા રહેશે નહિ.

(૨) ગામ અદાલતના હુકમનામાની અથવા ફેંસલાની તારીખથી એક માસની અંદર જો અરજી કરવામાં આવે તો ગેરહાજરીને કારણે દાવો કાઢી નાખવામાં આવ્યો હશે અથવા જેમાં પ્રતિવાદી વિરુદ્ધ એકતરફી હુકમનામું થયું હશે તેવો દાવો, લેખિત કારણો નોંધીને ગામ અદાલત ફરી ચાલુ કરી શકશે.

વ્યાજ અને હપતા

૭૬. નાણાં બાબતના દાવાઓમાં હુકમનામું કર્યાની તારીખથી નાણાં ભરપાઈ થયાની તારીખ સુધી દર વરસે દર સેંકડે ૭ ટકા કરતાં વધારે નહિ એટલું વ્યાજ ભરવાનો, તથા ઠરાવવામાં આવેલી ફી ભરવાનો હુકમ કરવાની ગામ અદાલતને મુનસફી છે.

જ્યારે ગામ અદાલત કોઈ પણ દાવામાં અમુક રકમનું હુકમનામું કરશે ત્યારે તે રકમ હપતાથી ભરવાનું અને વ્યાજ વગર અથવા ઉપર દર્શાવેલા દરથી વધારે નહિ તેવા વ્યાજ સાથે ભરવાનું ફરમાવી શકશે

ગામ અદાલત તરફથી કલેક્ટરને સોંપણી

૭૭. (૧) જ્યારે કોઈ ગામ અદાલતનો એવો અભિપ્રાય હોય કે પોતાની સમક્ષનો કોઈ દાવો કે ફરિયાદ એવા પ્રકારનાં છે અથવા એવાં ગૂંચવણ ભરેલાં અથવા એવાં મહત્ત્વનાં છે કે તે કોઈ કોર્ટ મારફત ચલાવવાં જોઈએ, ત્યારે તે કામ ચલાવવું બંધ કરશે; અને દાવો હશે તો જિલ્લા કોર્ટને અને ફરિયાદ હશે તો જિલ્લા મૅજિસ્ટ્રેટને નિર્ણય માટે મોકલી આપશે.

(૨) જિલ્લા કોર્ટ અથવા જિલ્લા મૅજિસ્ટ્રેટ જો એવા અભિપ્રાયના હોય કે તે દાવો અથવા ફરિયાદ એવા પ્રકારનાં, ગૂંચવણવાળાં, અથવા મહત્ત્વનાં છે કે તે ગામ અદાલતે ચલાવવાં જોઈએ નહિ, તો તે આવો દાવો અથવા ફરિયાદ ચલાવવાને યોગ્ય હોય તેવી દીવાની કે ફોજદારી કોર્ટમાં લઈ જવાની વાદી અથવા તો ફરિયાદીને સૂચના આપવાનો હુકમ કરશે.

(૩) જિલ્લા કોર્ટ અથવા જિલ્લા મૅજિસ્ટ્રેટ એવા અભિપ્રાયના હોય કે તે દાવો અથવા ફરિયાદ કોર્ટે જ ચલાવવાં જોઈએ એવા પ્રકારના ગૂંચવણ-વાળા અથવા મહત્ત્વનાં નથી તો તે કોર્ટ અથવા મૅજિસ્ટ્રેટ, જે ગામ અદાલતે તેના ફેંસલા માટે મોકલી આપ્યા હશે તેને તે દાવો અથવા ફરિયાદ પાછાં મોકલી આપશે

૭૮. (૧) ગામ અદાલતે કોઈ દાવામાં કરેલા હુકમનામા ઉપર જિલ્લા કોર્ટને, તથા બીજા કોઈ પણ કામમા આપેલા ચુકાદા ઉપર જિલ્લા મૅજિસ્ટ્રેટને અપીલ થઈ શકશે — અપીલ

(૨) આવી અપીલ દાખલ કરવાની મુદત હુકમનામુ અથવા તો ચુકાદાની તારીખથી ત્રીસ દિવસની રહેશે.

૭૯. કલમ ૭૭, ૭૮, ૮૭ અથવા ૮૭અ મુજબ જિલ્લા કોર્ટ અથવા જિલ્લા મૅજિસ્ટ્રેટે કરેલો દરેક નિર્ણય છેવટનો ગણાશે અને તેના ઉપર અપીલ, ફરી તપાસ (રીવિઝન) અથવા તો કામ ફરી ચલાવવાનુ (રીન્યુ) રહેશે નહિ — હુકમનામાં તથા ચુકાદાનું આખરી પણુ

## પ્રકરણ ૮

### બજાવણી

૮૦. જો કોઈ હુકમનામુ ધરાવનાર અથવા હુકમનામાના દેણદારની અરજી ઉપરથી, તપાસ કર્યા પછી ગામ અદાલતને એમ લાગે કે હુકમનામુ પૂરેપૂરુ કે અમુક હિસ્સે ભરપાઈ થઈ ગયુ છે અથવા તો તેની પતાવટ થઈ છે તો ગામ અદાલત તે હકીકતની નક્કી કરેલા પત્રકમા નોધ કરશે — હુકમનામુ ભરપાઈ થયાની અથવા તેની પતાવટ થયાની નોધ લેવી

૮૧. (૧) જો હુકમનામાની તારીખથી એક માસ બાદ હુકમનામુ પૂરેપૂરુ કે અમુક હિસ્સે ભરપાઈ થાય નહિ અથવા તેની પતાવટ થાય નહિ તો હુકમનામુ ધરાવનાર હુકમનામાની તારીખથી એક વર્ષની અંદર ગામ અદાલતને તેની બજાવણી કરવા માટે અરજી કરી શકશે — કલેક્ટર મારફત બજાવણી

(૨) બજાવણી માટે આવી અરજી મળ્યેથી ગામ અદાલત સદરહુ હુકમનામુ પૂરેપૂરુ કે અમુક હિસ્સે ભરપાઈ થયુ નથી અથવા તેની પતાવટ થઈ નથી એવો દાખલો કલેક્ટરને આપશે, અને આવો દાખલો મળ્યા પછી કલેક્ટર, જો ગામ અદાલતે બજાવણી માટે પોતાને અરજી મળ્યાની તારીખથી એક વર્ષની અંદર સદરહુ દાખલો મોકલી આપ્યો હશે તો —

(એ) જો હુકમનામુ નાણાનુ હશે તો તે જમીન મહેસૂલની બાકી હોય તેવી રીતે વસૂલ કરવાની તજવીજ કરશે

(બી) જો હુકમનામુ કોઈ વિશિષ્ટ જંગમ મિલકત માટેનુ હશે તો તે દીવાની કોર્ટનું હુકમનામુ હોય તે રીતે સદરહુ હુકમનામુ બજાવરાવશે અને તેમ કરતા તે દીવાની કોર્ટની બધી સત્તાઓ વાપરી શકશે

હપતાવાળા હુકમનામાની કલેકટર મારફત બજાવણી

૮૨. (૧) કલમ ૭૬ અનુસાર ગામ અદાલતે કરેલા નાણાંના હુકમનામાનો કોઈ હપતા ભરવાની નક્કી કરેલી તારીખથી એક માસ બાદ, કોઈ હપતો કે તેનો અમુક ભાગ ભરપાઈ થાય નહિ તો, હુકમનામુ ધરાવનાર તે હપતો લેણો થયાની તારીખથી એક વર્ષની અંદર ગામ અદાલતને બજાવણી કરવા માટે અરજી કરી શકશે

(૨) બજાવણી માટેની આવી અરજી મળ્યેથી ગામ અદાલત તે હપતો કે તેનો અમુક ભાગ હજી ભરાયો નથી તેવો દાખલો કલેકટરને આપશે, અને આવો દાખલો મળ્યેથી કલેકટર, જો બજાવણીની અરજીની તારીખથી એક વર્ષની અંદર ગામ અદાલતે સદરહુ દાખલો આપ્યો હશે તો બાકી રહેલી હપતાની રકમ જમીન મહેસૂલની બાકી હોય તે રીતે વસૂલ કરવાનું શરૂ કરશે

દાખલો લખી મોકલ્યા પછી હુકમનામુ કે હપતો ભરપાઈ થાય તો

૮૩. જો કલમ ૮૧ અથવા ૮૨ અનુસાર કલેકટરને દાખલો મોકલી આપ્યા પછી પરંતુ કલેકટરે હુકમનામુ બજાવ્યા પહેલા, તે હુકમનામુ અથવા તેનો હપતો પૂરેપૂરો ભરપાઈ કરવામા આવે અને કલમ ૮૦ અનુસાર ભરપાઈ થયાની હકીકત નોંધવામા આવે તો ગામ અદાલત તે ભરપાઈ થયાનો દાખલો કલેકટરને તરત જ મોકલી આપશે અને કલેકટર બજાવણીનુ કામ અટકાવશે હુકમનામુ ભરપાઈ થયા પછી, કલેકટર મારફત બજાવણી કરવાથી વસૂલ મળેલી બધી રકમ હુકમનામાના દેણદારને પાછી આપવામા આવશે

દંડ અને બદલો ક્યારે આપી શકાય

૮૪. (૧) ગામ અદાલતે બદલા તરીકે ભરવા ફરમાવેલી બધી રકમ અને કલમ ૪૫ ૪૬, ૪૭ અને ૪૮ અનુસાર કરવામા આવેલા દરેક દંડ તરત જ ભરી દેવા જોઈશે જોકે, ગામ અદાલત જે શખસને બદલો કે દંડ ભરવાનો પોતે હુકમ કર્યો હશે તે શખસને તે બદલો કે દંડ ભરવા માટે પંદર દિવસથી વધારે નહિ એટલી પોતાને યોગ્ય લાગે તેટલી મુદતની તથા પોતાને નાખવી જરૂર જણાય તેવી બાંહેધરીની શરતો નાખીને છૂટ આપી શકશે

(૨) જો હુકમ થયા પછી પંદર દિવસ સુધી દંડ કે બદલાની રકમ ભરાયા વગરની રહેશે તો ગામ અદાલત કસૂર કરનારની જંગમ મિલકત જપ્ત કરીને તથા વેચીને તે વસૂલ કરશે

(૩) જો દંડ અથવા બદલાની રકમ પૂરેપૂરી વસૂલ ન થાય તો ગામ અદાલત તે મતલબનો દાખલો કલેકટરને મોકલી આપશે અને આવો દાખલો મળ્યેથી જો ગામ અદાલતે પેટા કલમ ૨ અનુસાર સદરહુ રકમ ગામ અદાલત વસૂલ કરવાને અધિકારી થાય તે તારીખથી એક વરસની અંદર કલેકટરને તે દાખલો મોકલી આપ્યો હશે તો, જાણે કે તે જમીન

મહેસૂલની બાકી હોય તે રીતે કલેક્ટર વસૂલ કરવાની તજવીજ કરશે, અને એવી રીતે વસૂલ આવેલી રકમ ગામ અદાલતને મોકલી આપશે.

૮૫. કલમ ૮૪માં દર્શાવેલી દંડ કે બદલાની રકમ ગામ અદાલત સીધી રીતે કે કલેક્ટર મારફત વસૂલ કરે કે તરત જ તે રીતે વસૂલ થયેલી રકમ ઠરાવેલાં પત્રકોમાં નોંધી લેવી જોઈશે.

જ્યારે દંડ કે બદલો વસૂલ થાય ત્યારે તેની નોંધ કરવી જોઈએ

૮૬. કલમ ૪૭ અથવા ૪૮ અનુસાર ખર્ચ અથવા બદલા તરીકે આપવા ગામ અદાલતે ફરમાવેલી કોઈ પણ રકમ, કલમ ૪૫ અને ૪૬ અનુસાર તેને મળેલી રકમમાંથી તે આપશે.

ગામ ભંડોળમાંથી બદલાની રકમ આપવી

૮૭. (૧) કોઈ પણ દાવામાં જિલ્લા કોર્ટ અને કોઈ પણ ફરિયાદમાં જિલ્લા મેજિસ્ટ્રેટ કોઈ પણ વખતે જેને અન્યાય થયો હોય તે પક્ષકારની અરજીથી અથવા બીજી રીતે અથવા કલમ ૭૭ અનુસાર ગામ અદાલતે કરેલી સોંપણીથી, લેખી હુકમ કરીને ગામ અદાલત આગળ ચાલતા કોઈ પણ કામને કોઈ પણ તબક્કે રદ બાતલ કરી શકશે અથવા ગામ અદાલતે કરેલું કોઈ પણ હુકમનામું અથવા ચુકાદો રદ કરી શકશે.

જિલ્લા કોર્ટ અથવા જિલ્લા મેજિસ્ટ્રેટ ગામ અદાલતની હકૂમત અથવા તેણે ચલાવેલું કામ રદ-બાતલ કરી શકે

(૨) જ્યારે કોઈ પણ દાવામાં જિલ્લા કોર્ટ પેટા કલમ ૧ અનુસાર હુકમ કરે, ત્યારે વાદી તે જ દાદ માટે દીવાની કોર્ટમાં નવો દાવો દાખલ કરી શકશે; અને ગામ અદાલત સમક્ષ દાવો દાખલ કર્યાની તારીખથી એવા હુકમની તારીખ સુધીનો વખત નવા દાવાની મુદ્દત ગણવામાં બાદ થશે.

(૩) જ્યારે કોઈ પણ ફરિયાદમા પેટા કલમ ૧ મુજબ જિલ્લા મેજિસ્ટ્રેટ હુકમ કરે ત્યારે તે જ ગુનાને લગતી ફરિયાદ તેની હકૂમતવાળા મેજિસ્ટ્રેટની કોર્ટમાં દાખલ કરી શકાશે.

૮૭. એ (૧) કોઈ પણ દાવામા જિલ્લા કોર્ટ અને કોઈ પણ ફરિયાદમા જિલ્લા મેજિસ્ટ્રેટ કોઈ પણ વખતે જેને અન્યાય થયો હોય તેવા પક્ષકારની અરજીથી અથવા બીજી રીતે, લેખી હુકમથી કોઈ પણ દાવો કે ફરિયાદ તે ચલાવવાને અધિકારી હોય તેવી દીવાની કે ફોજદારી કોર્ટમાં ફેરબદલ (ટ્રાન્સફર) કરી શકશે.

જિલ્લા કોર્ટ અથવા જિલ્લા મેજિસ્ટ્રેટ તરફથી દાવા કે ફરિયાદની ફેરબદલી (ટ્રાન્સફર) કરવા બાબત

(૨) આવા દાવા કે ફરિયાદની ફેરબદલીથી, જે કોર્ટમા તે ફેરબદલી કરવામા આવી હોય તે કોર્ટ મજકૂર દાવા કે ફરિયાદની સુનાવણી જાણે કે તે દાવો કે ફરિયાદ પોતાની સમક્ષ દાખલ કરવામાં આવ્યો હોય તેમ નવેસરથી કરશે.

૮૭. બી આ કાયદા મુજબનાં બધા કામકાજમાં આ કાયદાની કલમોને આધીન રહીને, જિલ્લા કોર્ટો અને જિલ્લા મેજિસ્ટ્રેટોને પોતાની સામાન્ય હકૂમત નીચેની કોર્ટોનાં હુકમનામાંને અથવા ચુકાદાને લગતા કામકાજમા

જિલ્લા કોર્ટ અને જિલ્લા મેજિસ્ટ્રેટ સમક્ષના કામકાજનો વહીવટ

જે સત્તાઓ હોય છે અને જે વહીવટને અનુસરવાનું હોય છે તે જ સત્તાઓ તેમને રહેશે અને તે જ વહીવટને તેઓ અનુસરશે.

હુકમનામાની બજાવણીમાં ધરપકડ અને કેદ કરવાની મના

૮૮. આ કાયદાની કલમો અનુસારના હુકમનામાની બજાવણીમાં કોઈ પણ શખ્સની ધરપકડ થઈ શકશે નહિ, તેમ કોઈને પણ કેદ કરી શકાશે નહિ.

## પ્રકરણ ૯

### કર નાખવા અને લેણું વસૂલ કરવું

પંચાયત તરફના કર અને ફી

૮૯. (૧) દરેક પંચાયત, ગામની હદની અંદરની તથા જમીન મહેસૂલ ભરવાને પાત્ર ન હોય તેવી જમીનો તથા ઘરોના માલિકો અથવા કબજેદારો ઉપર, ઠરાવવામાં આવશે તે રીતે અને તેવા દરે કર નાખશે. આવો કર નાખવાના કાનૂનોમાં તેવો કર રોકડેથી અથવા કંઈ કામ અથવા મજૂરી કરીને ભરી શકાય તેવી જોગવાઈ થઈ શકશે.

(૨) નીચેના સઘળા અથવા તેમાંના અમુક કરો અથવા ફી ઠરાવવામાં આવશે તે દરે અને તેવી રીતે પંચાયત નાખી શકશે.

૧. (રદ કરવામાં આવ્યો છે.)

૨. યાત્રાળુ વેરો.

૩. મેળા અને ઉત્સવો ઉપરનો કર.

૪. માલના વેચાણ ઉપરનો કર.

૫. હાંસલ અથવા નાકા વેરો.

૬. લગ્ન, દત્તવિધાન અને જમણવાર ઉપર કર.

૭. જિલ્લા લોકલ બોર્ડે પસંદ કરેલો હોય અને પ્રાંતિક સરકારે મંજૂર રાખેલો હોય અને ૧૯૩૫ના ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ અનુસાર પ્રાંતિક ધારાસભાને નાખવાની સત્તા હોય તેવા કોઈ પણ કર. (મોટર વાહનો અથવા ટ્રેલરો ઉપરનો ટોલ નહિ, સિવાય કે ૧૯૩૫ના મુંબઈના મોટર વાહન ટૅક્સ ઍક્ટની કલમ ૧૪માં જેનો પ્રબંધ હોય.)

(૩) આવા કોઈ પણ કર કે ફીની આકારણીથી અથવા નાખવાથી જે શખ્સને અન્યાય થયો લાગતો હોય તે જિલ્લા લોકલ બોર્ડને અપીલ કરી શકશે

આ બાબતમાં જિલ્લા લોકલ બોર્ડનો નિર્ણય છેવટનો ગણાશે.

(૪) પ્રાંતિક સરકાર આવો કોઈ પણ કર કે ફી નાખવાનું મોકૂફ રાખી શકશે અને કોઈ પણ વખતે આવી મોકૂફી રદ કરી શકશે

(૫) વડી ધારાસભાએ તેથી ઊલટો એવો બીજો કશો પ્રબંધ ન કર્યો હોય તો, ૧૯૩૫ના ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા ઍક્ટના ભાગ ૩જાનો અમલ શરૂ થયા આગમચ તુરતમાં, જે પંચાયત, તે વખતની આ કલમ

પ્રમાણે કાયદેસર રીતે, પેટા કલમ ૨માં જણાવેલા કરો સિવાયના જે બીજા કરો નાખતી હશે, તે કરો નાખવાનું તે ચાલુ ગણી શકશે.

૯૦. (૧) જો જિલ્લા લોકલ બોર્ડના અભિપ્રાય મુજબ કોઈ પંચાયતની આવક, ૨૬ અને ૨૮માં દર્શાવેલી ફરજો યોગ્ય રીતે અદા કરવા માટે જરૂરી કરતાં ઓછી હોય, તો પોતાને યોગ્ય લાગે તેટલે સુધી તેની આવક વધારવાને જિલ્લા લોકલ બોર્ડ ગામ પંચાયતને ૭ માસની અંદર યોગ્ય પગલાં લેવા ફરમાવી શકશે. જો પંચાયત જરૂરની હોય તેટલી હદ સુધી પોતાની આવક વધારશે નહિ તો જિલ્લા લોકલ બોર્ડ તેને કલમ ૮૯માં દર્શાવેલા કોઈ પણ કર કે ફી આકારવાનું કે વધારવાનું ફરમાવી શકશે પંચાયતના કર વધારવાની જિલ્લા લોકલ બોર્ડની સત્તા

જોકે, આ માટે ઠરાવવામાં આવેલા વધારેમાં વધારે દરથી વધારે કર કે ફી નાખવા માટે કે વધારવા માટે જિલ્લા લોકલ બોર્ડ ગામ પંચાયતને ફરજ પાડી શકશે નહિ.

(૨) પેટા કલમ ૧ અનુસાર કરેલા કોઈ પણ હુકમ ઉપર કોઈ પણ પંચાયત કમિશનરને અપીલ કરી શકશે, અને પોતે સદરહુ અપીલનો નિર્ણય કરે નહિ ત્યાં સુધી એવા હુકમની બજાવણી કમિશનર અટકાવી શકશે.

૯૧. (૧) જ્યારે કોઈ કર કે ફી લેણી થાય ત્યારે બની શકે તેટલી ઓછી ઢીલે તે (કર કે ફી) ભરવાને જવાબદાર શખસને તેની પાસે લેણી નીકળતી રકમનું બિલ, તે રકમ કઈ તારીખે અથવા કઈ તારીખ પહેલાં ભરવી જોઈશે તે હકીકત સાથે, આપવા ગોઠવણ કરવી જોઈશે કર અને બીજા લેણા વસૂલ કરવા બાબત

(૨) જો કોઈ શખસ આ કાયદા અથવા કાનૂનો અથવા પેટા કાયદા અનુસાર કર કે બીજી કોઈ રકમનુ પોતાની પાસે નીકળતું લેણું પંચાયતે દર્શાવેલી તારીખે અથવા તે પહેલાં ભરવાનુ ચૂકશે તો પચાયત કસૂર કરનાર ઉપર માગણીનો લેખી હુકમ ઠરાવેલા નમૂના પ્રમાણે બજાવશે.

(૩) જે રકમ માટે માગણીનો લેખી હુકમ કરવામાં આવ્યો હોય તે રકમ જો આવી રીતની બજાવણીની તારીખથી ત્રીસ દિવસની અંદર ભરી દેવામાં નહિ આવે તો કસૂર કરનારની જંગમ મિલકત ઠરાવેલી રીતે જપ્ત કરીને અને તે વેચીને તેની રકમ પંચાયત વસૂલ કરી શકશે.

(૪)

(એ) પેટા કલમ (૩) અનુસાર કરેલી દરેક જપ્તીની,

(બી) પેટા કલમ (૨) અનુસાર કાઢેલા માગણીના લેખી હુકમની, અને

(સી) પેટા કલમ (૩) અનુસાર પકડેલા કોઈ પણ પશુધનને પોષવાની

ફી ઠરાવવામાં આવશે તે દરે લેવામાં આવશે

(૪ એ) ઉપરની પેટા કલમોમાં કંઈ પણ મજકૂર હોય તે છતા, નિયમો પ્રમાણે માગણી કરવામાં આવે કે તરત આપવો જોઈએ તેવો કોઈ પણ કર અથવા ફી ઠરાવવામાં આવશે તેવી રીતે વસૂલ કરી શકાશે.

(૫) જો ઉપર જણાવેલી રીતે કોઈ કર અથવા પોતાની લેણી નીકળતી રકમ પંચાયત વસૂલ કરી શકશે નહિ તો, તે મામલતદાર કે મહાલકારીને ગામના અમલદારો મારફત વસૂલ કરવાની વિનંતી સાથે બાકી લેણી રકમનું પત્રક મોકલી શકશે, અને આવું બાકી લેણાનું પત્રક મળ્યેથી જો સદરહુ બાકી લેણાનું પત્રક પેટા કલમ ૧ અનુસાર આપેલા બિલમા દર્શાવેલી તારીખથી એક વર્ષની અંદર પંચાયતે મામલતદાર કે મહાલકારીને રજૂ કર્યું હશે તો મામલતદાર કે મહાલકારી ગામના અમલદારો મારફત તેને જમીન મહેસૂલની બાકીની જેમ વસૂલ કરવાની તજવીજ કરશે આવા લેણાની વસુલાત માટે ગામના અમલદારોને ઠરાવવામા આવે તે મુજબ પંચાયતે મહેનતાણુ આપવુ જોઈશે

(૬) જો કોઈ પંચાયત પોતાની લેણી નીકળતી કરની, ફંડની કે બીજી કોઈ રકમ વસૂલ કરવાનું ચૂકશે અથવા કલમ ૮૪ની પેટા કલમ ૨ અને ૩ અનુસાર અથવા આ કલમની પેટા કલમ ૨ અને ૩ અનુસાર, પગલા લેવામા બેદરકારી બતાવશે તો જિલ્લા લોકલ બોર્ડ કલેકટરને તે રકમ જમીન મહેસૂલની બાકીની જેમ વસૂલ કરવા માટે અરજી કરી શકશે

જોકે, કલમ ૮૪ની પેટા કલમ ૩ મુજબ તે રકમ દાખલો આપવા જોગ થાય તે તારીખથી અથવા આ કલમની પેટા કલમ ૧ મુજબ આપેલા બિલમા દર્શાવેલી તારીખથી બે વર્ષ પૂરા થયા પછી આવી કોઈ અરજી કલેકટરને કરી શકાશે નહિ

જિલ્લા લોકલ બોર્ડ તરફથી આવી અરજી મળ્યેથી, કલેકટર પોતાને યોગ્ય લાગે તેવી તપાસ કર્યા પછી તે રકમને જમીન મહેસૂલની બાકીની જેમ વસૂલ કરવાની તજવીજ કરશે સિવાય કે, સદરહુ રકમ કલમ ૯૨ મુજબ માફી વાળવાનુ ફરમાવવામા આવ્યુ હોય

વસૂલ ન થઈ શકે તેવી રકમો માફી વાળવાનું ફરમાવવાની કલેકટરની સત્તા

૯૨.

(એ) કલમ ૮૧ ૮૨ અને ૮૪ તથા કલમ ૯૧ની પેટા કલમ ૬ અનુસાર પંચાયતે દાખલો આપેલી અને પોતાથી વસૂલ થવી જોઈએ તેવી કોઈ પણ રકમ,

(બી) કલમ ૯૧ની પેટા કલમ ૫ અનુસાર મામલતદાર કે મહાલકારી મારફત વસૂલ કરવી જોઈતી પંચાયતની લેણી થતી કરની કે બીજી કોઈ રકમ,

જો કલેકટરના અભિપ્રાય મુજબ વસૂલ ન થઈ શકે તેવી હોય તો તે માફી વાળવાનુ કલેકટર ફરમાવી શકશે

## પ્રકરણ ૧૦

### પંચાયતોને નાણાંની સહાય

જિલ્લા લોકલ બોર્ડની મદદ તથા લોન

૯૩. ૧૯૨૩ના જિલ્લા લોકલ બોર્ડના કાયદામા કોઈ પણ મજકૂર હોય તે છતા, જિલ્લા લોકલ બોર્ડ.

(૧) જિલ્લાની અંદરની દરેક પંચાયતને તે ગામની હદમાંથી વસૂલ કરેલા લોકલ ફંડ સેસના ટકાથી ઓછી નહિ તેટલી રકમ આપશે અને

(૨) આ કાયદાના હેતુઓ માટે, નિયમોને આધીન રહીને, આવી પંચાયતોને લોન આપી શકશે

## પ્રકરણ ૧૧

### અંકુશ

૯૪. (૧) કલેક્ટર અથવા જિલ્લા લોકલ બોર્ડને નીચે મુજબ સત્તા રહેશે — કાર્યવાહી માગવાની સત્તા

(એ) કલેક્ટર અથવા જિલ્લા લોકલ બોર્ડને પંચાયત પાસે માગવાનું યોગ્ય લાગે તેવો પંચાયતની કાર્યવાહીમાંથી કોઈ પણ ઉતારો, પંચાયતના કબજાના અથવા તેના કાબૂ નીચેના કોઈ પણ ચોપડા કે દસ્તાવેજો, અને કોઈ પણ દાખલો, પત્રક, હિસાબ અથવા અહેવાલ માગવાની, અને

(બી) નીચેની બાબતો ઉપર પંચાયતનું ધ્યાન આપવા ફરજ પાડવાની

(૧) પંચાયત તુરતમાં કરવાની હોય અથવા તેણે કરવા માંડ્યું હોય તેવું કોઈ કામ કરવામાં કલેક્ટરને અથવા જિલ્લા લોકલ બોર્ડને કંઈ પણ વાંધો હોય, અથવા

(૨) કલેક્ટર અથવા જિલ્લા લોકલ બોર્ડ આપી શકે તેમ હોય તેવી માહિતી, જે ઉપરથી પંચાયતે અમુક વસ્તુ કરવી જોઈએ તેમ કલેક્ટર અથવા જિલ્લા લોકલ બોર્ડને લાગતું હોય તે

અને આવું કામ કરતા ન અટકવાના અથવા તો તે ન કરવાના કારણો બતાવતો, કલેક્ટર અથવા જિલ્લા લોકલ બોર્ડને લેખી જવાબ આપવાની

(૨) પેટા કલમ ૧ અનુસાર જિલ્લા લોકલ બોર્ડને આપેલી સઘળી અથવા તેમાંની અમુક સત્તા તે પોતાના પ્રમુખ, ઉપપ્રમુખ, ચીફ ઓફિસર, પબ્લિક હેલ્થ ઓફિસર, અથવા એન્ઝીક્યુટીવ એન્જિનિયરને સોંપી શકશે

૯૫. (૧) પંચાયતોની સ્થાપનાને ઉત્તેજન આપવા અને તેના વિકાસને પોષવા માટેની, તથા પંચાયતોને પોતાની સત્તાનો યોગ્ય ઉપયોગ કરવામાં અને આ કાયદા મુજબની પોતાની ફરજો બજાવવામાં પંચાયતને મદદ કરવાની ફરજો, જિલ્લા લોકલ બોર્ડ પોતાના પ્રમુખને, ઉપપ્રમુખને, ચીફ ઓફિસરને, પબ્લિક હેલ્થ ઓફિસરને અથવા આ કામ માટે જિલ્લા લોકલ બોર્ડે ખાસ નીમેલા કોઈ પણ અમલદારને સોંપી શકશે — ફરજો સોંપવી અમલદારો નીમવા, અને પંચાયતોની સ્થાપનાને ઉત્તેજન આપવા તથા તેના વિકાસને પોષવા માટે સેવાભાવી કાર્યકર્તાઓનો ઉપયોગ કરવા બાબત

(૨) પેટા કલમ ૧ અનુસાર સોંપવામાં આવે તેવી કોઈ પણ ફરજો બજાવવામાં, જિલ્લા લોકલ બોર્ડના અભિપ્રાય મુજબ સદરહુ કામમાં મદદ

કરવાને માટે ખાસ લાયકાતવાળા એવા કોઈ પણ શખ્સની સેવા વિના વેતનને સ્વીકારવાનો અને તે વાપરવાનો જિલ્લા લોકલ બોર્ડને અધિકાર છે.

(૩) પ્રાંતિક સરકાર ઠરાવે તેવી સત્તાઓનો ઉપયોગ કરવા માટે તથા આ કાયદા મુજબની કલેક્ટરની તથા જો કોઈ જિલ્લા લોકલ બોર્ડ મોકૂફ રાખવામાં હોય તો તે જિલ્લા લોકલ બોર્ડની, તેવી ફરજો બજાવવા માટે કોઈ પણ અમલદાર નીમવાનો પ્રાંતિક સરકારને અધિકાર છે આવો અમલદાર પંચાયતોની તથા ગામ અદાલતોની સ્થાપનાને ઉત્તેજન આપવા માટેની અને તેના વિકાસને પોષવા માટેની તથા પંચાયતોને તથા ગામ અદાલતોને આ કાયદા મુજબની પોતાની સત્તાઓનો યોગ્ય ઉપયોગ કરવામાં તથા પોતાની ફરજો બજાવવામાં મદદ કરવાની તથા સલાહ આપવાની બીજી ફરજો બજાવશે અને એવી બીજી સત્તાઓ પણ વાપરશે

દાખલ થવાની સત્તા

૯૬. જિલ્લા લોકલ બોર્ડ પોતાના પ્રમુખને, ઉપપ્રમુખને અથવા તો બીજા કોઈ પણ અમલદારને, કોઈ પણ પંચાયતના કબજાની સ્થાવર મિલકતમાં અથવા તેની દેખરેખ નીચે ચાલતા કોઈ પણ કામમાં દાખલ થવાનો અને તે તપાસવાનો, અથવા દાખલ કરવાનો અને તે તપાસાવવાનો અધિકાર આપી શકશે

હિસાબનું અન્વેષણ (ઓડિટ)

૯૭. પ્રાંતિક સરકાર આ બાબતમાં બીજી રીતે ઠરાવે તે સિવાય ગામ પંચાયતોના હિસાબનું અન્વેષણ (ઓડિટ) દર વરસે જિલ્લા લોકલ બોર્ડે કરવું જોઈશે અને અન્વેષણ પૂરું થયા પછી એક મહિનાની અંદર બોર્ડે અન્વેષણની નોંધની એક નકલ કલેક્ટરને મોકલવી જોઈશે

વ્યવસ્થા ખર્ચમાં ઘટાડો

૯૮. (૧) જો કલેક્ટરના અથવા જિલ્લા લોકલ બોર્ડના અભિપ્રાય મુજબ પંચાયત તરફથી અમલદાર અથવા નોકર તરીકે નિભાવવામાં આવતા અથવા નિભાવવા ધારેલા શખસોની સંખ્યા અથવા આવા શખસોને આપવામાં આવતું અથવા આપવા ધારેલું વેતન, વધારે પડતા હોય તો પંચાયતે કલેક્ટરના અથવા જિલ્લા લોકલ બોર્ડના કહેવાથી સદરહુ સંખ્યા અથવા વેતન ઘટાડવું પડશે

(૨) પેટા કલમ ૧ મુજબના કલેક્ટરના અથવા જિલ્લા લોકલ બોર્ડના હુકમ વચ્ચે કંઈ તફાવત હોય તો, તે તફાવતવાળી બાબત પંચાયત કમિશનરને લખી મોકલશે, અને કમિશનરનો નિર્ણય છેવટનો ગણાશે

(૩) પેટા કલમ ૧ મુજબના કોઈ પણ હુકમ વિરુદ્ધ પંચાયત કમિશનરને અપીલ કરી શકશે અને આ બાબતમાં કમિશનરનો નિર્ણય છેવટનો ગણાશે

હુકમ અમલબજાવણીની મોકૂફી

૯૯. (૧) જો કલેક્ટરના અભિપ્રાય મુજબ પંચાયતના કોઈ પણ હુકમ કે ઠરાવનો અમલ કરવાથી અથવા પંચાયતથી અથવા પંચાયત વતી થતું હોય અથવા થવાની તૈયારીમાં હોય તેવું કોઈ કામ જો લોકોને નુકસાન અથવા પજવણી કરે એવું હોય અથવા તેમ થવા સંભવ હોય, અથવા

શાંતિનો ભંગ કરનારું હોય તો તે લેખી હુકમથી તેનો અમલ મોકૂફ રાખી શકશે અથવા તે થતું અટકાવી શકશે.

(૨) જ્યારે કલેક્ટર પેટા કલમ ૧ અનુસાર કોઈ હુકમ કરશે ત્યારે તેણે પ્રસ્તુત પંચાયતને હુકમની એક નકલ તેમ કરવાનાં કારણોની નોંધ સાથે તુરત જ મોકલવી જોઈશે.

(૩) આ કલમ અનુસાર ઊભા થતા દરેક કિસ્સાનો અહેવાલ કલેક્ટર કમિશનરને તરત જ મોકલી આપશે; અને કમિશનર તેમાંના કોઈ પણ હુકમને ફેરવી કે સુધારી શકશે અને તે બાબતમાં કલેક્ટર કરી શક્યા હોત તેવો બીજો કોઈ હુકમ કરી શકશે.

**જરૂરી પ્રસંગે કામનો અમલ કરવા બાબત**

૧૦૦. (૧) પંચાયતને જે અમલમાં મૂકવાની અથવા કરવાની સત્તા હોય તેવું કોઈ પણ કામ, કલેક્ટરના અભિપ્રાય મુજબ, લોકોની તંદુરસ્તી અથવા સહીસલામતી માટે તત્કાળ અમલમાં મુકાવું અથવા કરાવું જરૂરી હોય તો, તેવા જરૂરી પ્રસંગોએ તે અમલમાં મૂકવાની અથવા કરવાની કલેક્ટર તજવીજ કરી શકશે અને તે કામ અમલમાં મૂકવાનું અથવા કરવાનું ખર્ચ તરત જ ભરી દેવાનું મજકૂર પંચાયતને ફરમાવી શકશે

(૨) જો આવી રીતે ખર્ચ ભરી દેવામાં ન આવે તો, ગામ ભંડોળ જ્યાં રાખવામાં આવતું હોય તે તિજોરીના ચાર્જમાં જે અમલદાર હશે તેને તેવો ખર્ચ પૂરેપૂરો અથવા તેવા ખર્ચનો શક્ય હોય તેટલો ભાગ પોતાના હવાલાની સિલકમાંથી ભરી દેવાનુ કલેક્ટર ફરમાવી શકશે.

(૩) કલેક્ટર જે કિસ્સાઓમાં પેટા કલમ ૧ મુજબની સત્તાઓ વાપરશે તેનો અહેવાલ તેણે તરત જ કમિશનરને મોકલવો જોઈશે.

**ફરજ બજાવવામાં કસૂર**

૧૦૧. (૧) જો કોઈ વખત જિલ્લા લોકલ બોર્ડને એમ લાગે કે કલમ ૨૬માં દર્શાવેલી કોઈ ફરજ બજાવવામાં કોઈ પંચાયતે કસૂર કરી છે તો નક્કી કરેલા સમયમા તે ફરજ બજાવવા માટે તે હુકમ કરી શકશે, અને જો નક્કી કરેલા સમયમા તે ફરજ બજાવવામા નહિ આવે તો જિલ્લા લોકલ બોર્ડ તે બજાવવા માટે કોઈ શખ્સને નીમી શકશે, અને તે બજાવવાનુ ખર્ચ જિલ્લા લોકલ બોર્ડ નક્કી કરે તેટલા સમયમા તકસીરવાર પંચાયતને ભરી દેવાનુ ફરમાવી શકશે.

(૨) જો આવી રીતે ખર્ચ ભરી દેવામાં નહિ આવે તો ગામ ભંડોળ જેના કબજામા હોય તેવા શખ્સને આખુ ખર્ચ અથવા તેના હાથમાં સિલક હોય તેમાંથી ભરી શકાય તેટલું ખર્ચ ભરી દેવાનુ જિલ્લા લોકલ બોર્ડ ફરમાવી શકશે.

(૨ એ) જો કોઈ વખતે પ્રાંતિક સરકારને અથવા પ્રાંતિક સરકારે આ કામ માટે અધિકાર આપેલા અમલદારને એમ લાગે કે કોઈ પંચાયતે કલમ ૨૬માં નક્કી કરેલી તેની કોઈ ફરજ બજાવવામાં કસૂર કરી છે અને જિલ્લા લોકલ બોર્ડ પેટા કલમ (૧) અનુસાર પગલાં લેવાનુ ચૂકી છે અથવા બેદરકાર

ગ્રહી છે, તો પ્રાંતિક સરકાર અથવા તેણે અધિકાર આપેલો અમલદાર, જિલ્લા લોકલ બોર્ડે પેટા કલમ ૧ અને ૨ અનુસાર લીધું હોત તેવું પગલું લઈ શકશે.

(૩) જિલ્લા લોકલ બોર્ડે અથવા તો આ કામના અધિકારવાળા અમલદારે આ કલમ અનુસાર બનતા દરેક કિસ્સાનો અહેવાલ તરત જ કમિશનરને મોકલવો જોઈશે; અને કમિશનર તેમાં કરવામાં આવેલો કોઈ હુકમ ફેરવી કે સુધારી શકશે, અને તે બાબત જિલ્લા લોકલ બોર્ડ કરી શક્યું હોત તેવો બીજો હુકમ કરી શકશે.

કસૂર માટે પંચાયતને બરખાસ્ત અથવા મોકૂફ કરવા બાબત

૧૦૨. (૧) જો પ્રાંતિક સરકારના અભિપ્રાય મુજબ કોઈ પંચાયત પોતાની સત્તાની બહાર જતી હોય અથવા તેનો દુરુપયોગ કરતી હોય અથવા તેના ઉપર કલમ ૨૬ અનુસાર અથવા ચાલુ અમલમાં હોય તેવા બીજા કોઈ કાયદાથી નાખવામાં આવેલી ફરજો બજાવવામાં વખતોવખત કસૂર કરતી હોય અથવા કલેકટર અથવા કમિશનરના કલમ ૯૯ અનુસારના હુકમોની વખતોવખત અવગણના કરતી હોય તો પ્રાંતિક સરકાર જિલ્લા લોકલ બોર્ડ સાથે મસલત ચલાવ્યા પછી સરકારી ગૅઝેટમાં હુકમ બહાર પાડીને:

(૧) આવી પંચાયતને બરખાસ્ત કરી શકશે; અથવા

(૨) હુકમમાં દર્શાવેલી મુદતને માટે સદરહુ પંચાયતને મોકૂફ રાખી શકશે

(૨) જ્યારે કોઈ પંચાયત બરખાસ્ત થાય અથવા મોકૂફ રહે ત્યારે તે પંચાયતના બધા સભાસદોએ હુકમમાં દર્શાવેલી તારીખથી તેવા સભાસદ તરીકેના પોતાના હોદ્દા છોડી દેવા જોઈશે.

(૩) જ્યારે કોઈ પંચાયત બરખાસ્ત થાય ત્યારે આ કાયદામાં ઠરાવેલી રીતે તેની પુનર્રચના થશે.

(૪) જો કોઈ પંચાયત મોકૂફ રાખવામાં આવે તો:

(એ) મોકૂફીની મુદત દરમ્યાન પંચાયતની બધી સત્તાઓ અને ફરજો પ્રાંતિક સરકાર વખતોવખત આ કામ માટે નીમે તેવો શખસ અથવા શખસો ભોગવશે અને બજાવશે.

(બી) પંચાયતના કબજાની બધી મિલકત મોકૂફીની મુદત દરમ્યાન પ્રાંતિક સરકારના કબજામાં રહેશે.

(સી) મોકૂફીની મુદત પૂરી થયા પછી આ કાયદામાં ઠરાવેલી રીતે પંચાયતની પુનર્રચના થશે અને હોદ્દા ખાલી કરી ગયેલા શખસો ફરી ચૂંટાવાને કે ફરી નિમાવાને લાયક ગણાશે.

ગામની હદમાં ફેરફાર કરવાથી પંચાયત બરખાસ્ત કરીને તેની પુનર્રચના કરવા બાબત

૧૦૩. (૧) કોઈ પંચાયતની મુદત દરમ્યાન ગામની હદમાં ફેરફાર કરવામાં આવશે તો કલેકટર આવી પંચાયતને બરખાસ્ત કરવા માટે લેખી હુકમ કાઢી શકશે, અને સૂચવશે કે:

(૧) જે ગામની પંચાયત બરખાસ્ત થઈ હોય તેને માટે પંચાયતની પુનર્રચના કરવી, અથવા

(૨) નવા જાહેર થયેલા ગામ માટે પંચાયત સ્થાપવી.

બરખાસ્ત કરેલી પંચાયતના સભાસદો હુકમમાં નક્કી કરેલી તારીખથી પોતાના હોદ્દા છોડી દેશે.

(૨) પેટા કલમ ૧માં દર્શાવ્યા મુજબ પુનર્રચના પામેલી અથવા નવી સ્થપાયેલી પંચાયત કલેક્ટર લેખી હુકમથી ફરમાવે તે રીતે ચૂંટેલા અથવા નીમેલા સભાસદોની બનશે.

આવી રીતે પુનર્રચના પામેલી અથવા નવી સ્થપાયેલી પંચાયતના સરપંચ અને ડેપ્યુટી સરપંચ આ કાયદામાં ઠરાવેલી રીતે ચૂંટવામાં આવશે.

(૩) આવી રીતે પુનર્રચના પામેલી અથવા નવી સ્થપાયેલી પંચાયતની મુદત કલેક્ટર લેખી હુકમથી નક્કી કરે તે મુજબ એક વરસથી વધારે નહિ તેટલા સમયની રહેશે.

(૪) પેટા કલમ ૩માં દર્શાવ્યા મુજબની પંચાયતની મુદત પૂરી થયા પછી તે પંચાયત આ કાયદામાં ઠરાવેલી રીતે રચવામાં આવશે.

**૧૦૪.** (૧) કલમ ૧૦૩ અનુસાર કોઈ પંચાયત બરખાસ્ત કર્યા પછી તેની પુનર્રચના થાય અથવા નવી સ્થાપવામાં આવે ત્યારે બરખાસ્ત થયેલી પંચાયતની, કમિશનર લેખી હુકમથી ફરમાવે તેટલી, ગામ ભંડોળની રકમ અને બીજી મિલકત પુનર્રચના પામેલી અથવા નવી સ્થપાયેલી પંચાયતને પ્રાપ્ત થશે, તથા કમિશનર ફરમાવે તેટલો દેવાનો અને જોખમદારીનો ભાગ તેને ટ્રાન્સફર કરવામાં આવશે. બરખાસ્ત કરેલી પંચાયતની મિલકત વગેરે પુનર્રચના પામેલી અથવા નવી સ્થપાયેલી પંચાયતને મળવા બાબત

(૨) બરખાસ્ત કરેલી પંચાયતના, કરારો, કબૂલાતો અને બીજી બાબતો કે વસ્તુઓને લગતા હકો અથવા જવાબદારીઓ પૈકીના જે હકો તથા જવાબદારીઓ પુનર્રચના પામેલી અથવા નવી સ્થપાયેલી પંચાયતની હકૂમત નીચેના વિસ્તારના કોઈ પણ ભાગમા ઉદ્‌ભવતી હોય અથવા તેની સાથે સબંધ ધરાવતી હોય, તે આવી પંચાયતને પ્રાપ્ત થશે.

(૩) પુનર્રચના પામેલી અથવા નવી સ્થપાયેલી પંચાયત નીચેના વિસ્તારના કોઈ ભાગ બાબતમા બરખાસ્ત થયેલી પંચાયતે કરેલ, બહાર પાડેલ, અથવા નાખેલ, નોટિસ, કર, હુકમ, લાઈસન્સ, પરવાનગી, કાનૂન અથવા પેટા કાયદો, જો એવી પંચાયત તરફથી અથવા તેના વતી, કરેલ, બહાર પાડેલ, અથવા નાખેલ, કોઈ પણ નોટિસ, કર, હુકમ, લાઈસન્સ, પરવાનગી, કાનૂન અથવા પેટા કાયદાથી રદ કરવામાં આવે તે સિવાય અને ત્યાં સુધી, તે બધાં એવી પંચાયતે કરેલ, બહાર પાડેલ, અથવા નાખેલ છે એમ ગણવામાં આવશે.

**૧૦૪. એ** જ્યારે કલમ ૪ અનુસાર જાહેર કરીને ગામનો એક ભાગ હોય તેવો કોઈ પણ સ્થાનિક વિસ્તાર તે ગામમાંથી બાતલ કરવામાં આવે અને આવો વિસ્તાર કોઈ બીજા ગામમા દાખલ કર્યો ન હોય અથવા ગામ તરીકે જાહેર ન કર્યો હોય ત્યારે જે ગામનો તે વિસ્તાર એક ભાગ હતો તે ગામની પંચાયતના કબજાનાં ગામ ભંડોળ અને બીજી મિલકતનો, કમિશનર ગામમાંથી બાદ કરેલા વિસ્તારની અસર

લેણી હુકમથી ફરમાવે તેટલો ભાગ પોતાને યોગ્ય લાગે તે રીતે સદરહુ વિસ્તારમાં વાપરવા માટે જિલ્લા લોકલ બોર્ડને પ્રાપ્ત થશે.

કોઈ વિસ્તાર ગામ તરીકે બંધ થાય તો

૧૦૫. કલમ ૪ની રૂએ કરેલા કોઈ જાહેરનામાથી કોઈ વિસ્તાર ગામ તરીકે ગણાનો બંધ થાય તો—

(એ) પંચાયત બરખાસ્ત થશે અને પંચાયતના બધા સભાસદોએ જાહેરનામાની તારીખથી હોદ્દા છોડવા જોઈશે.

(બી) ગામ ભંડોળની બિન–ખર્ચાયેલી સિલક તથા પંચાયતના કબજાની મિલકત, પોતાને યોગ્ય લાગે તે રીતે સદરહુ વિસ્તારના રહેવાસીઓના લાભ માટે વાપરવા માટે જિલ્લા લોકલ બોર્ડને પ્રાપ્ત થશે.

પંચાયતને રદ કરવાથી અથવા મોકૂફ રાખવાથી ગામ અદાલતો અને તેમની સમક્ષ ચાલતા કામકાજ વિષે

૧૦૬. (૧) જ્યારે કલમ ૧૦૨, ૧૦૩ અથવા ૧૦૫ અનુસાર કોઈ ગામની પંચાયત બરખાસ્ત થાય અથવા મોકૂફ રાખવામાં આવે ત્યારે તે ગામની ગામ અદાલત, અથવા જ્યાં કલમ ૩૭ની પેટા કલમ ૨ના ઠરાવ અનુસાર કોઈ ગામ અદાલતની ન્યાયપ્રકરણી બધી સત્તાઓ પાછી ખેંચી લેવામાં આવી હોય ત્યાં સદરહુ ગામ અદાલત બરખાસ્ત થયેલી ગણવામાં આવશે, અને તે ગામ અદાલતના બધા સભાસદોએ બરખાસ્ત થયાની, અથવા મોકૂફ રાખ્યાની અને ન્યાયપ્રકરણી સત્તાઓ પાછી ખેંચી લીધાની તારીખથી હોદ્દા છોડવા જોઈશે.

(૨) પેટા કલમ ૧ અનુસાર કોઈ ગામ અદાલત બરખાસ્ત થશે, ત્યારે:

૧ તે ગામ અદાલત સમક્ષ ચાલતા કોઈ પણ દાવા કે ફરિયાદની બાબતમાં, જાણે કે જિલ્લા કોર્ટે અથવા જિલ્લા મેજિસ્ટ્રેટે કલમ ૮૭ની પેટા-કલમ ૧ અનુસાર આવા દાવા કે ફરિયાદો રદ કરતો હુકમ કર્યો હોય તેમ કલમ ૮૭ની પેટા કલમ ૨ તથા ૩નાં વિધાનો તેને લાગુ પડશે.

૨ દાવાનાં હુકમનામાની બજાવણી માટેની અરજીઓ તથા કામકાજે તથા ફરિયાદોના દંડ અને નુકસાની મેળવવા માટેની અરજીઓ અને કામકાજો જે સબોર્ડિનેટ જજને કે મેજિસ્ટ્રેટને ગામ અદાલત સ્થપાઈ ન હોત તો ફરિયાદ કે મુકદ્દમા ચલાવવાની સત્તા હોત તે સબોર્ડિનેટ જજની અથવા મેજિસ્ટ્રેટની કોર્ટમાં મોકલી આપવામાં આવશે. અને તે સબોર્ડિનેટ જજે કે મેજિસ્ટ્રેટે જાણે કે તે કામ અથવા અરજી જેમાંથી ઉદ્ભવ્યાં છે તે દાવો અથવા ફરિયાદ સદરહુ સબોર્ડિનેટ જજે કે મેજિસ્ટ્રેટે પોતે જ સાંભળ્યો હોય અને તેનો ફેંસલો આપ્યો હોય તે રીતે તે કામ અથવા અરજીઓની બાબતમાં તજવીજ કરવી જોઈશે.

(૩) જો કોઈ સ્થાનિક વિસ્તાર કોઈ ગામમાંથી બાતલ કરવામાં આવે અને તેમ બાતલ કરેલા વિસ્તાર માટે કોઈ પંચાયત રચવામાં આવે નહિ તો સદરહુ વિસ્તારને લગતી ગામ અદાલત સમક્ષ ચાલુ હોય તેવા દાવા, ફરિયાદો, કામો અથવા અરજીઓના સંબંધમાં, તેવા દાવા, ફરિયાદો, કામો અને અરજીઓને સંબંધ હોય તેટલે સુધી જાણે કે ગામ અદાલતને બરખાસ્ત

કરી હોય તેની રીતે બની શકે તેટલે સુધી પેટા કલમ ૧ના વિધાનો લાગુ પડશે

**૧૦૭** (૧) પ્રાતિક સરકારને સને ૧૯૨૩ના મુબઈના લોકલ બોર્ડના કાયદા અનુસાર જિલ્લા લોકલ બોર્ડો ઉપર જે અધિકાર અને કાબૂ છે, અને ચલાવે છે, તે જ અધિકાર અને કાબૂ આ કાયદા સાથે સબધ ધરાવતી બધી બાબતોમા તે જિલ્લા લોકલ બોર્ડ ઉપર રહેશે અને તે ચલાવશે — પ્રાતિક સરકારનો અધિકાર

(૨) પ્રાતિક સરકાર, કમિશનરો તથા કલેક્ટરોને, કમિશનરો, કલેક્ટરો તથા તેમના તાબાના નોકરો ઉપર, સામાન્ય બાબતોમા અને મુલકી વહીવટમા જે અધિકાર અને કાબૂ છે અને જે તેઓ ચલાવે છે તે, આ કાયદા સાથે સબધ ધરાવતી સઘળી બાબતોમા તેમને અનુક્રમે રહેશે અને તે તેઓ ચલાવશે

**૧૦૭** (એ) ફરમાવેલા હુકમના કાયદેસરપણા વિષે અથવા તો યોગ્યતા વિષે, પોતાની ખાતરી કરી લેવાના હેતુથી પ્રાતિક સરકાર, કોઈ પણ અમલદારની કાર્યવાહીની નોંધ મગાવી શકશે અને તપાસી શકશે તથા પોતાને યોગ્ય લાગે તે મુજબ તે હુકમમા સુધારો કે ફેરફાર કરી શકશે (સિવાય કે, ગામ અદાલત આગળ ચાલેલા કામ ઉપરની અપીલ, રીવિઝન કે રેફરન્સને લગતી બાબતમા જે ન્યાયપ્રકરણી કામ ડિસ્ટ્રિક્ટ કોર્ટ અથવા ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ આગળ ચાલ્યુ હોય તેની કાર્યવાહી તે મગાવી શકશે નહિ) — પ્રાતિક સરકાર કાર્યવાહી મગાવી શકશે

## પ્રકરણ ૧૨

### કાનૂનો અને પેટા કાયદા

**૧૦૮.** (૧) પ્રાતિક સરકાર સરકારી ગેઝેટમા જાહેર કરીને નીચેની બાબતો માટે કાનૂનો કરી શકશે — કાનૂનો

(એ) કલમ ૪ અનુસાર કલેક્ટર કઈ રીતે તપાસ કરી શકે તેનુ નિયમન કરવા માટે

(બી) કલમ ૬ અનુસાર દરેક ગામ પચાયતમા સ્ત્રીઓના, મુસલમાનોના હરિજનોના અથવા પછાત કોમોના પ્રતિનિધિઓ માટે કેટલી બેઠકો અનામત રાખવી તે ઠરાવવા માટે

(સી) કલમ ૭ અનુસાર સભાસદોની ચૂટણી કઈ રીતે કરવી તે નક્કી કરવા માટે

(ડી) કલમ ૨૩ અનુસાર પચાયતના સરપચ ડેપ્યુટી સરપચ અથવા સભાસદના ખાલી પડેલા હોદ્દાની નોટિસ કેવી રીતે આપવી તેનુ નિયમન કરવા માટે

(ઈ) કલમ ૩૨ અનુસાર પચાયતને મળતા બધા નાણા અને મળતી બધી રકમો કોના કબજામા રાખવી તે ઠરાવવા માટે

(ઇ ૧) કલમ ૩૬ અનુસાર પંચાયતના મંત્રીની સત્તાઓ ફરજો, વેતન અને નોકરીની શરતો ઠરાવવા માટે

(ઈ) કલમ ૩૬ અનુસાર વાર્ષિક અંદાજપત્ર, પત્રકો અને હિસાબ રજૂ કરવાની તારીખ તથા તેના નમૂના, અને ગામવાસીઓની સભા કઈ રીતે અને કયે વખતે બોલાવવી જોઈએ તે ઠરાવવા માટે

(જી) કલમ ૩૭ અનુસાર ગામ અદાલતના સભાસદો કેવી રીતે ચૂટવા તે ઠરાવવા માટે, અને સદર કલમની પેટા કલમ ૬મા નક્કી કરેલી કોઈ પણ બાબતનું નિયમન કરવા માટે

(જી-જી) કલમ ૩૭ ઘ અનુસાર પંચાયતના મંત્રીને તે પંચાયતના ન્યાયપ્રકરણી કારકુન તરીકે બજાવવાની બીજી ફરજો ઠરાવવા માટે

(ઍચ) કલમ ૫૯ અનુસાર દાવા તથા ફરિયાદો દાખલ કરવા માટે ભરવાની ફી ઠરાવવા માટે

(આઈ) કલમ ૬૦, ૭૨, ૮૦ અને ૮૫ અનુસાર દાવા તથા ફરિયાદોના પત્રકોમા નોધવાની વિગતો ઠરાવવા માટે

(જે) કલમ ૬૨ અનુસાર સમન્સનો નમૂનો ઠરાવવા માટે

(કે) (આ કલમ રદ કરવામા આવી છે)

(એલ) કલમ ૭૬ અનુસાર દાવા અથવા ફરિયાદમા ગામ અદાલત ફરમાવી શકે તેવી ફીના દર ઠરાવવા માટે

(એમ) કલમ ૮૯મા દર્શાવેલા કર અને ફીના દર તથા તે કેવી રીતે નાખવા તે ઠરાવવા માટે

(એન) કલમ ૯૦ અનુસાર, કલમ ૮૯મા દર્શાવેલ કર કે ફીનો વધારેમા વધારે દર ઠરાવવા માટે

(એન ૧) કલમ ૯૧ની પેટા કલમ ૨ અનુસાર કસૂરવારને આપવાના માગણીના હુકમનો નમૂનો ઠરાવવા માટે,

(એન ૨) કલમ ૯૧ની પેટા કલમ ૩ અનુસાર વોરંટનો નમૂનો તથા કસૂરવારની જંગમ મિલકત જપ્ત કરવાની, હરાજ કરવાની, અને તે વેચવાની રીત ઠરાવવા માટે

(ઓ) કલમ ૯૧ની પેટા કલમ ૪ અનુસાર માગણીના માગણીના હુકમ, જપ્તી, તથા પકડેલા પશુઓને નિભાવવાના ખર્ચની ફીના દરો ઠરાવવા માટે અને કલમ ૯૧ની પેટા કલમ ૫ અનુસાર પંચાયતની લેણી નીકળતી રકમ અને બીજી રકમો વસૂલ કરવા માટે ગામડાના અમલદારોનુ મહેનતાણુ અને આવુ મહેનતાણુ કેવી રીતે આપવુ તે ઠરાવવા માટે

(પી) કલમ ૯૩ અનુસાર ગામ પંચાયતને જિલ્લા લોકલ બોર્ડ કઈ શરતોથી લોન આપી શકશે તે ઠરાવવા માટે

(ક્યુ) કલમ ૯૫ અનુસાર નિમાયેલા અમલદાર અથવા શખ્સને કઈ સત્તાઓ અને ફરજો સોંપી શકાશે અથવા તે વાપરી શકશે અથવા તે બજાવી શકશે તે ઠરાવવા માટે

(આર) કલમ ૧૧૨ની પેટા કલમ ૩ અને ૪ અનુસાર તેમા ઉલ્લેખ કરેલી સત્તાઓ જિલ્લા કોર્ટ અથવા જિલ્લા મેજિસ્ટ્રેટ બીજાને સોંપે તેનુ નિયમન કરવા માટે

(એસ) ઠરાવવામા આવે તેવી બીજી કોઈ પણ બાબત માટે

(૨) પેટા કલમ ૧ નીચે કરવાના કાનૂનો અગાઉથી પ્રસિદ્ધ કરવા જોઈશે

(૩) પેટા કલમ ૧ અનુસાર કરેલા કાનૂનો ત્યાર પછી તરત જ ભરાતી એવી પ્રાંતિક ધારાસભાના બને મંડળો સમક્ષ મૂકવામા આવશે, અને તે બને મંડળો એકમત થાય તેવા ઠરાવથી તેમા સુધારો કરી શકાશે અથવા રદ થઈ શકશે, અને આવો કાનૂન સરકારી ગેઝેટમા પ્રસિદ્ધ થયા પછી તે રીતે સુધારેલો અથવા રદ કરેલો ગણાશે

જોકે, જ્યારે પ્રાંતિક સરકારના અભિપ્રાય મુજબ આવો સુધારો કરવાથી અથવા તે રદ કરવાથી આ કાયદાના કોઈ પણ હેતુ વ્યર્થ અથવા નિષ્ફળ જાય તેમ હોય તો પ્રાંતિક સરકાર સરકારી ગેઝેટમા પ્રસિદ્ધ કરીને જાહેર કરી શકશે કે, સદરહુ સુધારો અથવા રદ કરવાનુ અમલમા આવશે નહિ, અને તે ઉપરથી તે કાનૂન જાણે કે સુધારેલો કે રદ કરેલો ન હોય તેવી રીતે અમલમા ચાલુ રહેશે

**૧૦૯.** (૧) જિલ્લા લોકલ બોર્ડ કમિશનરની અગાઉથી મજૂરી મેળવીને સામાન્ય રીતે આ કાયદાના હેતુઓ પાર પાડવા માટે પેટા કાયદાઓ કરી શકશે પેટા કાયદા

(૨) ઉપરના વિધાનની સર્વસામાન્યતાને બાધક નીવડ્યા સિવાય જિલ્લા લોકલ બોર્ડ નીચેના માટે પેટા કાયદાઓ ઘડી શકશે

(એ) કલમ ૧૯ અનુસાર સભાનો સમય અને સ્થળ ઠરાવવા માટે તથા પંચાયતની સભાના કામકાજનુ નિયમન કરવા માટે તથા સભાની કાર્યસાધક સંખ્યા નક્કી કરવા માટે

(બી) કલમ ૨૦ અનુસાર સરપંચની કઈ સત્તાઓ અને ફરજો ડેપ્યુટી સરપંચ ભોગવી અને બજાવી શકે તે ઠરાવવા માટે

(સી) કલમ ૨૬ અનુસાર -

(૧) પીવા માટે વપરાતા પાણીના બધા ઠેકાણા સ્વચ્છ રાખવા અને બગડતા અટકાવવા માટે

(૨) જ્યા કોઈ પણ ઝરો, તળાવ, કૂવા, અથવા બીજા જળાશયનુ પીવાનું પાણી લાવવાથી અથવા વાપરવાથી રોગ અથવા તંદુરસ્તીને

નુકસાન થાય અથવા તેમ થવા સંભવ હોય ત્યાં તેવા ઝરા, તળાવ, કૂવા અથવા બીજા જળાશયનું પીવાનું પાણી લાવવાની અથવા વાપરવાની મના કરવા માટે; તથા તે તળાવ અથવા કૂવા પૂરી દઈને અથવા ઢાંકીને અથવા બીજી કોઈ યોગ્ય લાગે એવી રીતે પાણી લાવવાનું અથવા વાપરવાનું અટકાવવા માટે.

(૩) લોકોની તંદુરસ્તી, સુખાકારી તથા સગવડને હરકત કરે તેવી રીતે અથવા તેવે સ્થળે ખાતર, કચરો અથવા બીજી દુર્ગંધી વસ્તુઓ રાખવાની અથવા એકઠી કરવાની મના કરવા માટે.

(૪) દુર્ગંધ મારતા પદાર્થોના ધંધા અથવા વેપારનું નિયમન કરવા માટે.

(૫) મુડદાંને બાળવાની અથવા દાટવાની વ્યવસ્થા કરવા માટે.

(૬) પાડોશીની તંદુરસ્તીને નુકસાનકર્તા હોય અથવા પાડોશીને ત્રાસદાયક હોય તેવી જમીનના ખોદકામ માટે તથા એવા ખાડાઓ અને બેસી ગયેલી જમીન પૂરી દેવા માટે.

(૭) નુકસાનકારક વનસ્પતિને દૂર કરવા માટે.

(૮) જોખમભરેલાં અથવા દોદળાં થઈ ગયેલાં મકાનોની દુરસ્તી કરવા માટે અથવા તેને પાડી નાખવા માટે.

(૯) પૂરતા હવા ઉજાસ વિનાનાં મકાનો બંધાતા અટકાવવા માટે અને રસ્તાઓ આંકવા તથા તેની જગા નક્કી કરવા માટે.

(૧૦) મેળા અને બજારો ઉપર કાબૂ રાખવા માટે અને બજાર, કતલખાનાં અને ગાડાં ઊભાં રહેવાની જગાનું નિયમન કરવા માટે.

(૧૧) વેચવા માટે રાખેલા પણ ખાવા કે પીવા લાયક ન હોય તેવા પદાર્થોની તપાસ કરવા તથા તેનો નાશ કરવા માટે.

(૧૨) પાયખાના અને સફાઈનું સામાન્ય નિયમન કરવા માટે.

(ડી) કલમ ૨૮ અનુસાર લોકલ બોર્ડ તરફથી રોકવામા આવેલા મજૂરો, અને ધર્મશાળાઓના સમારકામની દેખરેખ માટે, ઢોરના ડબાના વહીવટ તથા નિભાવ માટે, જિલ્લા લોકલ બોર્ડે સોંપેલાં કામો કરવા માટે, પીવાના પાણીની વહેંચણી માટે અને પ્રાંતિક સરકારે સોંપેલી બીજી ફરજો અદા કરવા માટે

(૩) ઉપરની પેટા કલમો અનુસાર બનાવેલા કોઈ પણ પેટા કાયદામાં, તેના ભંગ માટે નીચે મુજબની શિક્ષા થશે એવું ઠરાવી શકાશે

(એ) રૂ. ૧૦) સુધીનો દંડ અથવા

(બી) ચાલુ ભંગના કિસ્સામા પહેલા ભંગનો ગુનો કર્યા પછી, તેવો ભંગ ચાલુ રહે તેટલી મુદત સુધી દરરોજનો રૂ. ૧) સુધીનો દંડ

## પ્રકરણ ૧૩

### પરચૂરણ

**૧૧૦.** (૧) પંચાયતનો દરેક સભાસદ, પંચાયતનાં કંઈ પણ નાણાં અથવા બીજી મિલકતના નાશ, બગાડ, અથવા ગેરઉપયોગ માટે, જો પોતે તેમાં સામેલ હોય, અથવા તો પોતાની ગેરવર્તણૂક અથવા સભાસદ તરીકેની પોતાની ફરજની ગંભીર બેદરકારીથી તે થવા પામ્યાં હોય અથવા તેથી તેમ થવામાં સગવડ મળી હોય તો, તે માટે વ્યક્તિગત જવાબદાર ગણાશે. નાશ, બગાડ અથવા ગેરઉપયોગ માટે સભાસદોની જવાબદારી

(૨) પ્રસ્તુત સભાસદને વિરુદ્ધનાં કારણો બતાવવાની પૂરતી તક આપ્યા પછી જો કલેક્ટરને ખાતરી થાય કે પંચાયતનાં કંઈ પણ નાણાં અથવા બીજી મિલકતના નાશ, બગાડ, અથવા ગેરઉપયોગ તેના તરફની ગેરવર્તણૂક અથવા ગંભીર બેદરકારીનુ સીધુ પરિણામ છે તો, આ સભાસદને, અમુક નક્કી કરેલી તારીખ પહેલાં, આવા નાશ, બગાડ અથવા ગેરઉપયોગ માટે જરૂરી રકમ ભરી દેવાનું કલેક્ટરે લેખી હુકમથી ફરમાવવુ જોઈશે.

(૩) જો આવી રીતે નક્કી કરેલી રકમ ભરી દેવામાં નહિ આવે તો કલેક્ટરે જમીન મહેસૂલની બાકીની જેમ તે રકમ વસૂલ કરવી જોઈએ અને તેને ગામ ભંડોળમાં જમા કરવી જોઈશે.

(૪) પેટા કલમ ૨ અનુસારની સભાસદની જવાબદારી અને તેની પાસેથી વસૂલ કરવાની રકમ બાબતના કલેક્ટરના નિર્ણય ઉપર કમિશનરને અપીલ કરી શકાશે.

**૧૧૧.** (૧) પંચાયતના અથવા ગામ અદાલતની સૂચના અનુસાર કામ કરતા તેના કોઈ પણ સભાસદ, અમલદાર, નોકર, અથવા એજંટની સામે આ કાયદા અથવા કોઈ કાનૂન કે પેટા કાયદા અનુસાર, તેણે શુદ્ધ બુદ્ધિથી કરેલ કોઈ પણ બાબત માટે કામ ચલાવી શકાશે નહિ. પંચાયતો અથવા ગામ અદાલતો વગેરે વિરુદ્ધ કામ ચલાવવા સામે પ્રતિબંધ, અને ફરિયાદ દાખલ કરતાં પહેલાં નોટિસ આપવા બાબત

(૨) કોઈ પણ પંચાયત અથવા ગામ અદાલતની સામે અથવા સદરહુ પંચાયત કે ગામ અદાલતની સૂચના અનુસાર કામ કરતા કોઈ સભાસદ, અમલદાર, નોકર કે એજંટ સામે, આ કાયદા અનુસાર તેણે કરેલ અથવા કર્યું હોવાની કહેવાતી કોઈ પણ બાબત માટે, જ્યાં સુધી તે પંચાયતની અથવા ગામ અદાલતની ઑફિસમા અને જેના વિરુદ્ધ કામ ચલાવવાનુ હોય તે સભાસદને, અમલદારને, નોકરને કે એજંટને રહેવાને સ્થળે પણ લેખિત નોટિસ મૂકી આવ્યા અથવા પહોચતી કર્યા પછી ત્રણ મહિના પૂરા થાય નહિ ત્યાં સુધી, કામ ચલાવી શકાશે નહિ. નોટિસમાં કામ ચલાવવાનુ કારણ, માગેલી દાદનો પ્રકાર, માગેલી બદલાની રકમ, અને કામ ચલાવવા માગતા શખ્સનું નામ અને રહેવાનુ ઠેકાણું બતાવવાં જોઈશે.

(૩) આવું દરેક કામ તે કામ ચલાવવાનું કારણ ઉપસ્થિત થયા પછી ૭ માસની અંદર ચલાવવુ જોઈએ; તે પછી નહિ.

(૪) કોઈ પણ પંચાયત, અથવા ગામ અદાલત અથવા શખસ જેને પેટા કલમ ૨ અનુસાર નોટિસ આપવામાં આવી હોય, તે જે કામ ચલાવવામાં આવે તે પહેલા વાદીને પૂરતો બદલો આપવા કબૂલ કરે અને એવી રીતે કબૂલેલી રકમ કોર્ટમાં ભરી દે તો, તેવી રીતે કબૂલેલી રકમ કરતા વધારે રકમ વાદી વસૂલ કરી શકશે નહિ આવી કબૂલાત કર્યા પછી પ્રતિવાદીને થયેલો બધો ખર્ચ પણ વાદીએ આપવો જોઈશે.

સત્તાઓની સોંપણી

૧૧૨. (૧) સરકારી ગેઝેટમા જાહેર કરીને પ્રાંતિક સરકાર, કમિશનરને અથવા કલમ ૯૫ની પેટા કલમ ૩ અનુસાર ખાસ અધિકાર આપેલા અમલદાર સુધ્ધા કોઈ પણ અમલદારને, પ્રકરણ ૬ અનુસારની ગામ અદાલતના સાથે સબંધ ધરાવતી સત્તાઓ સિવાયની, આ કાયદા અનુસાર પ્રાંતિક સરકાર ચલાવી શકે તે માંહેની કોઈ પણ સત્તા ગામ પંચાયતોના સંબંધમાં ચલાવવા માટે સોંપી શકશે.

(૨) જ્યારે કોઈ જિલ્લા લોકલ બોર્ડ બરખાસ્ત કરવામાં કે મોકૂફ રાખવામાં આવી હશે ત્યારે પ્રાંતિક સરકાર સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરીને કોઈ પણ શખસને પંચાયતની બાબતમાં જિલ્લા લોકલ બોર્ડને આપેલી કોઈ પણ સત્તા ચલાવવાનો અધિકાર આપી શકશે.

(૩) આ બાબતમાં કરેલા નિયમોને આધીન રહીને આ કાયદા અનુસાર દાવાઓના સબંધમાં પોતે ચલાવી શકે તેવી સત્તાઓ, જે સબોર્ડિનેટ જજની હકૂમતમાં ગામ અદાલત આવી હોય તેવા કોઈ સબોર્ડિનેટ જજને જિલ્લા કોર્ટ સોંપી શકશે.

(૪) આ બાબતમાં કરેલા નિયમોને આધીન રહીને આ કાયદા અનુસારની ફરિયાદોના સબંધમા જિલ્લા મેજિસ્ટ્રેટ ચલાવી શકે તેવી સત્તાઓ, જે મેજિસ્ટ્રેટની હકૂમતમાં ગામ અદાલત આવી હોય તેવા, ૧૮૯૮ના ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૪૦૭ મુજબ અપીલ સાંભળવાની હકૂમત ધરાવતા પહેલા વર્ગના કોઈ પણ મેજિસ્ટ્રેટને જિલ્લા મેજિસ્ટ્રેટ સોંપી શકશે

(૫) પ્રાંતિક સરકારના સામાન્ય અથવા ખાસ હુકમોને આધીન રહીને કલેક્ટર, આસિસ્ટન્ટ અથવા ડેપ્યુટી કલેક્ટરના દરજ્જાથી ઊતરતો ન હોય તેવા કોઈ અમલદારને, આ કાયદા અનુસાર પોતે ચલાવી શકે તેવી, પરતુ કલમ ૪ અનુસારની સત્તાઓ સિવાયની, બીજી સત્તાઓ કલેક્ટર સોંપી શકશે

પંચાયત મારફત સ્થાનિક તપાસ અને અહેવાલો

૧૧૩. નીચેની કોઈ પણ બાબત તપાસ કરવી અને તેનો અહેવાલ રજૂ કરવો તે પંચાયતની ફરજ ગણાશે:

( એ) કોઈ પણ ફરિયાદમાં સને ૧૮૯૮ના ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૨૦૨ અનુસાર કોઈ મેજિસ્ટ્રેટે કોઈ પણ પંચાયતે પ્રાથમિક સ્થાનિક તપાસ કરવી તેમ ફરમાવ્યુ હોય; અને સદરહુ કલમની પેટા

કલમ ૧ના 'આવો બીજો શખસ' એ શબ્દોમાં પંચાયતનો સમાવેશ થાય છે એમ ગણાશે.

**ટિપ્પણ:** સને ૧૮૯૮ના ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૨૦૨નો પ્રસ્તુત ભાગ નીચે મુજબ છે :

પ્રોસેસ કાઢવાનું મુલતવી : (૧) કોઈ પણ મૅજિસ્ટ્રેટ, જે ગુના વિષેની ફરિયાદ પોતે સાંભળવાનો અધિકારી હોય તેવા ગુના વિષે ફરિયાદ મળતાં, જો પોતાને યોગ્ય લાગે તો, તેનાં કારણોની લેખી નોંધ કરીને, જે માણસ સામે ફરિયાદ થઈ હોય તેને હાજર રહેવાની ફરજ પાડતી પ્રોસેસ કાઢવાનું મુલતવી રાખી શકશે અને કાં તો પોતે જાતે તપાસ કરશે, અથવા જો તે ત્રીજા વર્ગનો મૅજિસ્ટ્રેટ નહિ હોય તો, પોતાના તાબાના કોઈ પણ મૅજિસ્ટ્રેટને અથવા પોલીસ ઑફિસરને અથવા પોતાને યોગ્ય લાગે તેવા બીજા કોઈ શખસને, ફરિયાદના સાચાપણા અથવા ખોટાપણા વિષે ખાતરી કરવાના હેતુથી તપાસ માટે મોકલી આપશે.

* * *

(૨) જો આ કલમ મુજબની તપાસ અથવા ચોકસી મૅજિસ્ટ્રેટ અથવા પોલીસ ઑફિસર નહિ એવા શખસે કરી હશે તો તે શખસ, આ કાયદા મુજબ પોલીસ સ્ટેશનના ચાર્જમાં હોય તેવા અમલદારને જે સત્તાઓ આપેલી છે તે સત્તાઓ વાપરી શકશે, સિવાય કે તેને વૉરંટ વિના ધરપકડ કરવાની સત્તા નહિ હોય.

(ત્રી) કોઈ પણ ફરિયાદમાં સને ૧૮૯૮ના ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૪૮૮ અનુસાર તપાસ કરનાર મૅજિસ્ટ્રેટને, જેના ભરણપોષણ માટે અરજી કરવામાં આવી હોય તે સ્ત્રી કે બાળક અથવા તો સદરહુ સ્ત્રી કે બાળકના ધણી કે માબાપ રહેતા હોય તે ગામની પંચાયત પાસેથી, પક્ષકારોના સંજોગો ખ્યાલમાં લેતાં ભરણપોષણ માટે કેટલી રકમ ભરી શકાય તેવી છે તે બાબતનો અહેવાલ માગે; અને આવી તપાસમાં આ જાતનો અહેવાલ પુરાવા તરીકે ગણાશે.

જોકે, પંચાયતના કોઈ પણ સભાસદને જે વિષે તે અહેવાલ પોતે જ પુરાવો હોય તેવી કોઈ બાબતમાં સાક્ષી તરીકે હાજર રહેવા ફરમાવી શકાશે નહિ; પણ મૅજિસ્ટ્રેટને વધુ અહેવાલ મંગાવવાની મુનસફી છે.

**૧૧૪.** પંચાયત અથવા ગામ અદાલતનો દરેક સભાસદ અને પંચાયત અથવા ગામ અદાલત તરફથી જેને પગાર મળતો હોય અથવા રોકવામાં આવ્યો હોય તે દરેક અમલદાર અને નોકર, ઇન્ડિયન પીનલ કોડની કલમ ૨૧ના અર્થમાં 'પબ્લિક સર્વન્ટ' ગણાશે. (પંચાયત અથવા ગામ અદાલતના સભાસદો વગેરે પબ્લિક સર્વન્ટ ગણાશે)

**ટિપ્પણ:** 'પબ્લિક સર્વન્ટ' કોને કહેવાય તેના ખુલાસા માટે જુઓ કલમ ૪૩ નીચેનું ટિપ્પણ ૨૦.

**૧૧૫.** (૧) આ ઉપરથી, સને ૧૯૨૦નો મુંબઈનો ગ્રામપંચાયતનો કાયદો રદ કરવામાં આવ્યો છે. જોકે,

(ए) સદરહુ કાયદા અનુસાર કોઈ પણ શખસ પાસે લેણી નીકળતી કોઈ રકમ ભરવાની તેની જવાબદારીને, અથવા તે કાયદા અનુસાર અત્યાર પહેલા કરવામા આવ્યુ હોય તેવા કોઈ કામના કાયદેસરપણા અથવા ગેરકાયદેસરપણાને, સદરહુ કાયદો રદ કરવાથી કઈ પણ બાધ આવશે નહિ

(बी) અને ૧૯૨૦ના મુબઈના ગ્રામપચાયતના કાયદા અનુસાર સ્થપાયેલી અને આ કાયદો અમલમા આવે તે પહેલા તરત જ હસ્તીમા આવી હોય તેવી બધી પચાયતો આ કાયદા અનુસાર સ્થપાયેલી ગણવામાં આવશે

અને સદરહુ પચાયતના હકો અને જવાબદારીઓ, આવી રીતે સ્થપાયેલી ગણવામા આવેલી પચાયતને પ્રાપ્ત થશે અને લાગુ પડશે

અને આવી રીતે રદ કરેલા કાયદા અનુસાર આવી કોઈ પચાયતના સબધમા કરેલ, નાખેલ અથવા કાઢેલ કોઈ નિમણૂક, જાહેરાત, નોટિસ, કર, હુકમ, પરવાનગી, કાનૂન અથવા પેટા કાયદો, તે આ કાયદાની કલમો સાથે અસગત ન હોય તેટલે સુધી, આ કાયદાના ઠરાવો અનુસાર અને આ કાયદા અનુસાર સ્થાપેલી ગણવામાં આવતી પચાયતના સબધમા કરેલ, કાઢેલ અથવા નાખેલ છે તેમ ગણવામા આવશે, સિવાય કે આ કાયદા અનુસાર કરેલ, કાઢેલ અથવા નાખેલ બીજી કોઈ નિમણૂક, જાહેરાત, નોટિસ, ટેક્સ, હુકમ, પરવાનગી, નિયમ અથવા પેટા કાયદાથી તેને રદ કરવામા આવે નહિ

(૨) આ કાયદો, તેના નિયમો અને પેટા કાયદા કોઈ ગામમા અમલમા રહે તે વખત દરમ્યાન પરિશિષ્ટમા જણાવેલા કાયદાઓનો, તે પરિશિષ્ટના ત્રીજા ખાનામા નક્કી કરેલી હદ સુધી, સદરહુ ગામમા અમલ થતો બધ થશે

# પરિશિષ્ટ

(જુઓ કલમ ૧૧૫)

| કાયદાનો નંબર અને વર્ષ | વિષય અથવા નામ | કેટલો રદ કર્યો |
|---|---|---|
| સને ૧૮૬૭નો મુંબઈનો કાયદો ૭ | ૧૮૬૭નો મુંબઈનો જિલ્લા પોલીસનો કાયદો | કલમો ૩૩ અને ૩૪ |

**ટિપ્પણ:** આ ટિપ્પણ પા ૧૧ ઉપર કલમ ૨૬ (૧) એફની પછી વાંચવાનું છે.
*સને ૧૯૨૭ના ઇન્ડિયન ફોરેસ્ટ ઍક્ટની કલમ ૨૮મી નીચે પ્રમાણે છે:*

### ગામ-જંગલો

૨૮. (૧) જેને અનામત જંગલ ઠરાવવામા આવ્યુ હોય તેની કોઈ પણ જમીન ઉપરના સરકારના હકો પ્રાન્તિક સરકાર કોઈ પણ ગ્રામપંચાયતને હવાલે કરી શકશે તથા આવો હવાલો રદ પણ કરી શકશે આવી રીતે હવાલે કરેલાં બધા જંગલો ગામ-જંગલો કહેવાશે.

(૨) ગામ-જંગલોની વ્યવસ્થાનું નિયમન કરવા માટે પ્રાન્તિક સરકાર નિયમો ઘડી શકશે જે પંચાયતને આવો હવાલો સોપવામા આવ્યો હશે તેને ઇમારતી લાકડું, અથવા જંગલની બીજી ઊપજ અથવા ચરણ કેવી રીતે મળે તેની શરતો તથા આવા જંગલના રક્ષણ તથા સુધારા માટેની પંચાયતની ફરજો એ નિયમોમા ઠરાવવામાં આવશે.

(૩) અનામત જંગલોને લગતી આ કાયદાની બધી કલમો ગામ-જંગલોને લાગુ પડશે; સિવાય કે આવી રીતે ઠરેલા નિયમો સાથે તે અસંગત ન હોય.